२१४५

# વાયુપુરાણ સટીક.

તથા

## તેને લગતી કવિતાઓ.

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

**विरक्षेत्रवासी**

**પરી. અમરતલાલ પીતાંબરદાસ.**

તથા

**પરી. માણકલાલ મનસુખરામ**



**दोहरो.**

રચના રસીક આ ગ્રંથની વાંચી ધરજો ધ્યાન,
સંદેહ તજીને પ્રીતથી કરજો અમૃત પાન.

**નડીઆદ.**

સત્યસાગર પ્રેસ.

કિમ્મત ૦-૮-૦

# પ્રસ્તાવના.

એક વખત મારા મનમાં એહેવો તુરંગ ઊઠયો કે આપણા કુલદેવ શ્રીવાયુદેવતા એ સાક્ષાત દેવરૂપ છે. 'એવી પ્રખ્યાતી કોઈ ગાંમના દશા તથા વીશા વાયડાઓએ પુરતી રીતે મેળવેલી નથી. તેમ કુલદેવની, તથા વાયડા સમસ્તની ઊત્પતી કેવી રીતે થએલી તે વિષે પણ માહીતી મેળવી હશે એમ લાગતુ નથી ફક્ત અસલથી ચાલતી આવેલી રૂઢી મુજબ કુલદેવને માને છે. દેવ છે અગર દેવી છે એ પણ શંકા તમાઓના મગજમાં અધાપી સુધી સીરૂ જાણી સવત ૧૯૩૮ ના ચઈતર સુદી ૬ ઉપર હુ શ્રીવાયડપુર ડીસની કાંપ તરફ થઈ પાટણના મોદી ભાઈ અમૃતલાલ તીકમલાલની સોબતે ગએલો તે વખતમાં ત્યાં પાટણના વીશા તથા દશા વાયડા તથા રાધણપુરના વીશા વાયડા આવેલા તે તમામ ભાઈઓની શ્રીકુલદેવ ઉપર સારી રીતે ભગતી. પ્રવીણ થઈ ગએલીનુ જાણી ઉપર દરસાવેલી શંકા તેમનાથી દુર રહેલી છે કે નહી એ વીષે શોધન કર્તાં લાગુજ રહેલી જણાઈ તે ઉપરથી મેં એહેવો વિચાર લીધો કે અવશ્યક આ શંકા દુર કરવી તેને માટે મદદ લેવા મારા પરમ સ્નેહી મેહેરબાન ભાઈ–ચુનીલાલ નરભેરામ પાટણના દશાવાયડા એમની પાસે માગણુ કર્યું તે એમણે માન્ય કરી આ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં મને ઘણી કીમતી મદદ આપી છે વળી વડોદરાના મારી જ્ઞાતના સદગ્રહસ્થ શેઠ છોટાલાલ મનસુખરામ તથા તેમના ભાઈ શેઠ છગનલાલ મનસુખરામ એમની મુલાકાત મે ફ્ક્ત કુલદેવની તથા વાયડા સમસ્તની ઉપ્તતીનું શોધન શી રીતે કરવું તે વિષેનો અભિપ્રાય લેવા કરી, તેજ વખત ઉપરનો તમામ પ્રસંગ તેમને સમજાવતાં શેઠ છગનલાલે મનસુખરામ આ સખ્સ શ્રીમદભાગવતની વાકબગારીમાં ઘણા પ્રવીન અને હમેશ શ્રીમદભાગવતનુ રટણ કરનારા તેથી પોતે બેઊ ભાઈઓએ એકમતથી નિશ્ચય કરી અભીપ્રાય આપ્યો કે વાયુપુરાણ નામનો ગ્રંથ મેળવી શોધન કરશોતો તમારી જે જે શંકાઓ આ વિષયમાં હશે તે તમામ દુર થઈ જોઈએ એવા ખુલાસા મળી આવશે.

એવો અભીપ્રાય મળવાથી શ્રી વાયુપુરાણ નામના ગ્રંથનો શોધ કરવા વડોદરાનો ભટ મેવાડા બ્રાહ્મણ વ્યાસજી ગોવરધન કાલીદાસને કહેલું તે ઉપરથી તેમણે ગ્રંથ સંપાદન કરી તેમાંની સંપુર્ણ

કથા બારીક રીતે શોધન કરી અમોને કહી સંભળાવી તેના અંદરથી હું જેવી રીતે ખુલાસા લેવા ધારતો હતો તેવીજ રીતે મલી આવ્યાછે.

એકંદર શ્રીવાયુપુરાણ મે શ્રવણ કર્યું તેથી કુલદેવની તથા વાયડા સમસ્તની ઉત્પતિ તથા બીજી ઘણાઅક પ્રકારની શંકાઓ વીષે મારા મનનો નિશ્ચય થઇ ગયોછે એટલા ઉપરથી તમામ દેશાવરોના વીશા તથા દશાવાયડા તથા વાયડાબ્રાહ્મણોનો નીશ્ચય થવો જોઈએ તેનેમાટે આ વાયૂ પુરાણ નામનો ગ્રંથ ટીકા સાથે છપાવી બાહાર પાડવાનો મારો વિચાર વડોદરાના સદ્‌ગ્રહસ્થ શેઠ છોટાલાલ મનસુખરામ તથા શા. મોહનલાલ ઘેલાભાઈ તથા પાટણના મારા પરમ મિત્ર શેઠ ચુનીલાલ નરભેરામ દશાવાયડા તથા શેઠ નાગરદાસ રણછોડદાસ આર્ણુવાળા તથા શેઠ નાહાલચંદરામ ઉમેદરામ ડીસાકાંપની તીજોરી કામદાર તથા શેઠ જેઠાલાલ કુબેરજી ડીસાકાંપમાં કામેસરો હોર્ફીશના રાઇટર તથા ભાઈ અમરતલાલ તીકમલાલ ડીસા કાંપના તથા મોદી ભીખા નરસઇદાસ પાટણના તથા સંખેડાના શેઠ પ્રાણવલભ મુળજી એવણ સાહેબોને જણાવતાં તેમણે માન્ય કરી મને આ ગ્રંથ બાહાર પાડવામાં ઘણી એક મદદ આપીછે. તેથી હું તેમનો ઘણો ઉપકાર માનુછું

વાયુપુરાણનો ગ્રંથ સંસ્તકૃ હોવાથી તેનુ ભાષાંતર કરવા માટે મારા સ્નેહી ભટ દામોદર જગન્નાથ અવદીચ ટોલકીયા બ્રહ્માણની મારફત તેમની ન્યાતનાં પુરાણી વસંતરામ કુબેરજીને બોલાવી તેઓની પાસેથી આ ગ્રંથનુ ભાષાંતર કરાવ્યું છે.

આ વાયુ પુરાણ નામનો ગ્રંથ ટીકા સાથે. તેના અંદર કુલદેવની ઉત્પતિનો તથા બીજા ગરબા તથા તથા વાયડઆખ્યાંન સહુના ગ્રંથ રચી, તમામ વાયડા સમસ્ત ભાઈઓને આ ગ્રંથની માહિતી મેળવી લેવા દરેકને એક એક ગ્રંથ આપવા ફરજ રાખુછુ માટે મને આશાછે કે આ ગ્રથનો ફેલાવ થવામાં સ્વજ્ઞાતી ભાઈઓ યોગ્ય મદદ આપી માહરી મેહેનતને બર આણશે.

તારીખ. ૧ માહે જાનેવારી સન ૧૮૮૪

પરીખ અમરતલાલ પીતાંબરદાસ.

ગ્રંથ પ્રસિદ્ધ કર્ત્તા

# કુલદેવીની સ્તુતીનો ગરબો.

ગોરધારીરે વાતકહુ વિચારો. એ રાગ.

શ્રીવાયુ દેવારે અર્જ કરૂતે સ્વીકારો,
મન ધ્યાંન ધરીને વિચારો. ૧
પ્રભુ મારારે જાંણી કરોને તમારો,
દ્વેષ દુર કરોને હમારો. ૨
ઝુલ. હુંતો દર્સનથી સુખીયાગો,
દુઃખ દુરકરો તમે તારો;
પ્રભુ હાથ સહાવ અમારો,
કુલ દેવાજીરે સુધ્ય બુધ્ય વધારો. મનધ્યાંન. ૧
રૂષી કસબરે થાપી તમાના પોતા,
દિતીમાંત જેવી સતી સીતા. ૧
તમો કુળનારે વંશ વૃધી કરીતા,
તમો સીંધુને અમો સરીતા. ૨
ઝુલ. જુગલ રૂપ પ્રતાપ તીહારો,
હમને લાગે ભરૂસો સારો;
અમો ભકતને આસ તમારો
વાયુ દેવાજીરે તાપ હરોને હમારો. મનધ્યન. ૨
રૂષી વાડવેરે તપ કરૂ આમ માંટે,
તમો આવી સહ્યા તેને સાટે. ૧
સ્નાન કરીયુંરે મોટી વાળ્ય ને ઘાટે,
પુજા ધારી બેઠાછો પાટ. ૨
ઝુલ. જુઓ જાંણીછે આતમ હમારો,
પ્રસન્ન થઇને અર્જ સ્વીકારો;
અર્જ કરેછે ભકત તમારો,
કુળ દેવાજીરે પ્રસન્ન થઇ જંન તારો મનધ્યાંન ૩
કરજોડીને માંગુ તમારી પાંસે,
સદા રાખો કરી તમ દાસે. ૧
અમો રહીયેરે સદા તમારી આસે,
તમ દ્રષ્ટીથી દુઃખડાં નાંસે. ૨
ઝુલ. પાએ લાગેછે ભકત તમારો,
તમે કરો જંજાલથી ન્યારો;
ભકત ને જાણોછો અતી પ્યારો,
વાયુ દેવાજીરે દાસ લલુ તમારો. મંનધ્યાંન ૪

## श्री वायुपुराण नामनो ग्रंथ टीका साथे प्रारंभ.



એક વખતને સમય રૂષીઓ માત્ર બ્રહ્માપાસે ગયા, અને નમ્ર એ હેવી વાણીથી વધા કે. આ કલયુગમાં અમારે વીરામ કરવાસારૂ પવિત્ર સ્થાનક અમોને કલીયુગ બાધ ન કરીશકે એવી જગા બનાવો.

આવુ રૂષીયોનુ વાકય સાંભલી બ્રહ્માએ મનવડે એક ચક્ર (પૈડયું) ઊત્પંન કરયુ અને તે દેખાડી બોલ્યાકે આ ચક્રને હું અહીંથી ગરબડાવું તેની પાછળ તમો જાવ અને એ ચક્ર જે સ્થાનકમાં ભાગીપડે ત્યાં તમો વીરામ કરી રેહેજો એટલે તમોને કલીયુગ બાધ કરશે નહીં. હેવી રીતકહીને ચક્ર છોડયું તે ચક્રની પાછલ રૂષીયો માત્ર ગયા હેવામાં તે ચક્ર એક સ્થાનકમાં પડી ભાગીગયું તેજ સ્થાનકમાં રૂષીયો માત્ર વીરામ કરી બેઠા એ સ્થાનકનું નામ નૈમીસાક્ષેત્ર એટલે પૈડયા આ કારી ચક્ર નું નામ નૈમીતે એ સ્થાનકમાં ભાગી પડયુ માટે નૈમીસાક્ષેત્ર નામ એ સ્થાનકનુ પડયુંછે તે જગાએ રૂષીયો માત્ર લોમ હર્ષણના પુત્ર સુત પુરાણીના વાકયેથી તમાંમ દેવની કથાઓ શ્રવણ કરતાહતા.

વાયુદેવની ઊત્પતી શી રીતે થઈ તે કથા રૂષીયોના પ્રશ્નથી સૂત પુરાણી કેહેછે.

॥ श्रीगणेशायनमः ॥

### अध्याय १ लो.

नैमिषेनिमषक्षेत्रेसौनकाद्यामुनीश्वराः
लोमहर्षणमासीनंपपृच्छुःपरयामुदा ॥ १ ॥

અર્થ.—નૈઈમીસાક્ષેત્રમાં રહેલા સૌનકાદી રશીઓ બેહેલા લોમ હરસણના પુત્ર સુત પુરાણીને પરમ હર્ષે કરી પુછવા લાગ્યા. १

रुषयउचुः—सूतसूतमहाभागजीवत्वंशरदःसतं ॥
श्रावितास्मोवयंविद्वन्कथाःपरमपावनाः ॥ २ ॥

રૂષીઓ બોલ્યા, મોટા ભાગવાલા હે સુત! તમે સોવરસ સુધી જીવો હે વીદ્વન પરમ પવીત્ર હેવી કથાઓ હમને સંભળાવી. २

देवानांदानवानांचयक्षाणामथरक्षसा ॥
पिसाचोरगनागानांसंभयःकथितस्त्वया ॥ ३ ॥

અર્થ—દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ, પીશાચ, ઊરગ, નાગલોક, તે

મની ઊતપતી, તમે, સંભલાવી,

नवायोःकथितोत्पत्तिःसर्वलोकेश्वरस्यया ॥
तांकीर्त्तयविशालाक्षदैत्येयस्यमहात्मनः ॥ ४ ॥

અર્થ—હેમોટા, નેત્રવાલા, શુત, સર્વલોકના પ્રભુ, ને દીતીના પુત્ર મહાત્મા વાયુદેવની, ઊતપતી તમે કહી નથી. ૪

दित्याःपुत्रःकथंतातदैवत्वमुपजग्मिवान् ॥
स्तत्कीर्त्तयविशेषेणविस्मयोस्तिमहान्हिनः ॥ ५ ॥

અર્થ-- હે બાપ દીતીનો પુત્ર દેવપણાને કેમ પામ્યો તે મોટો મને વીસ્મયછે. માટે વીસ્તારથી એની ઊતપતી મને સંભલાવો ૫

श्रुत्वातेषांहिवचनंसूतःप्रोवाचसादरं ॥
नमस्कृत्यमुनीन्सर्वान्श्रुयतांद्विजसत्तमाः ॥ ६ ॥

અર્થ—તે રૂશીઓનુ વચન સાંભલી સુત પુરાંણી રૂશીઓને નમસ્કાર કરી આદર, સહીત, બોલ્યા હેબ્રામણો સાંભળો. ૬

पुरांणविषयःश्रायंकथयामियथाश्रुतं ॥
व्यासस्यवचनात्सर्वंकथयामिसुविस्तरं ॥ ७ ॥

અર્થ—વીઆસના વચનથી જે પ્રમાણે મેસાં ભળેલુ તે પ્રમાણે વીસ્તાર સહીત, પુરાણ, વીશય હું કહુછુ ૭

पुराकृतयुगेविप्राःसनकाद्यामुनिश्वराः ॥
ब्रह्मणोमानसाःपुत्राःसर्वेषामपीपुर्वजा ॥ ८ ॥

અર્થ:—પુરવે સત યુગમાં મુનીઓમાં શ્રેષ્ટ ને બ્રમાના માનસી પુત્ર અને સર્વના પુરવજ એવા સનકાદી રૂશીઓ વૈકુંઠમા ગયા, ૮

जग्मुर्वैकुंठनिलयंदर्शनाकांक्षिणोहरेः ॥
द्वार्स्थैर्निषिद्धास्तेद्वारेतदारुष्टाःमहत्तराः ॥ ९ ॥

અર્થ:—ભગવાનના દરસનની ઈછાવાલા સનકાદી ભગવાંનનાં મંદીરમાં પધાર્યા ત્યારે દ્વારપાલે તેમને રોકયા તેથી ઘણો કોપ પામ્યા, ૯

शेपुर्द्वारनिषेद्धारंजयंचविजयंतथा ॥
युवयोर्विषमाबुद्धिर्वर्त्ततेद्वारवासिनोः ॥ १० ॥

અર્થ—અટકાવનારા જયને વીજયને સનકાદીકે શ્રાપ દીધો, અને બોલ્યા કે ભગવાનના દવારમાં રેનારા, તમારી આવી વીસમ બુદ્ધી કેમછે, ૧૦

नयत्रविषमाबुद्धिर्विद्यतेविष्णुमंदिरे ॥
तस्माद्भवेतामसुरौदुष्टरौलोककंटकौ ॥ ११ ॥

અર્થ:—આ ભગવાનના મંદીરમાં કોઈની વીસમ બુદ્ધી નથી, માટે તમે લોકને પીડા કારક હેવી અસુર યોનીને પામો. ૧૧

विष्नुनानिहतौभूयोप्राप्स्यतांनिजमंदिरं ॥
जन्मभिस्त्रितयैर्मूढोविप्रमानाविहंसकौ ॥ १२ ॥

અર્થ:—હે મુર્ખો બ્રામણનુ અપમાન કરનાર તમે વીશ્નુથી નાશપામી ત્રણ જનમે કરી આ વૈકુંઠ લોકને પામશો; ૧૨

उत्क्रमात्रौहरेःस्थानाद्भ्रष्टौतौकनकोज्वलौ ॥
दितास्तनयतांप्राप्तौकश्यपान्मुनिसत्तमात् ॥ १३ ॥

અર્થ:—એ સનકાદીકના કેહેવા માત્રમાં વૈકુંઠથી ભ્રષ્ટ થએલા સુવરણ સરખા ઊજવળ જયને વીજય મુનીઓમાં ઉત્તમ એવા કશ્યપ થકી દીતીની પુત્રતાને પામ્યા ૧૩

जातमात्रौतुतौदुष्टौसर्वलोकभयंकरौ ॥
पीडयामासतुःशीघ्रंदेवान्सर्पिन्मुनीन्नरान् ॥ १४ ॥

અર્થ:—દીતીને ત્યાં ઉતપંન થતામાંજ સર્વ લોકને ભય કરનાર દુષ્ટ એવા તે દેવ રૂશી બ્રામણ સર્વ લોકને પીડવા લાગ્યા; ૧૪

ताभ्यांसंपीडितालोकाविश्नोःशरणमागताः ॥
दुखंनिवेदयांचक्रुःदुखितास्तेसुरादिकाः ॥ १५ ॥

અર્થ:—તે દૈતોએ પીડેલા સર્વ લોક વીશ્નુને શરણ ગયા ને દુખીત એવા તે પોતાનુ સર્વ દુખ કેવા લાગ્યા; ૧૫

तेषांवाक्यंसमाकर्ण्यवाराहंरूपमाश्रितः ॥
क्षित्युद्धारविहारेणनिजघानमहासुरं ॥ १६ ॥

અર્થ—તેમનુ વચન સાંભળી ભગવાન, વરાહનુ રૂપ લેઈ પ્રથવીને રસાતલમાંથી બાહાર કાઢી દુષ્ટ હીરણીઆક્ષને માર્યો. ૧૬

हिरण्याक्षंमहाविर्यरुधानंदेवकंटकं ॥
दुःखहीनंजगत्क्रसंक्रत्वास्वंभुवनंययौ ॥ १७ ॥

અર્થ—મહાપરા ક્રમી અને દેવને કાંટા રૂપ હીરણીઆક્ષ દૈત્યને મારી સમગ્ર જગતને દુખ રહીત કરી ભગવાન પોતાના સ્થાનકે ગયા. ૧૭

तस्याभ्राताग्रजोवीरोहीरण्यकसीपुर्बला ॥
तपस्तप्यन्महत्तीव्रलोकानामहीतेछया ॥ १८

અર્થ:—તે હીરણ્યાક્ષનો મોટોભાઈ મહાબળવાન હીરણ્ય કસપુ લોકને પીડા કરવા માટે મંદ્રાચળ પર્વતમાં જઈ મોટીતીવ્ર તપશ્ચર્યા કરવા લાગ્યો- ૧૮

ब्रह्माप्रसन्नःमदद्दैवरंलोकभयावहं ॥
लब्धावरंदुराधर्षोःपीडयामासभूतलां ॥ १९ ॥

અર્થ:— પ્રસન થએલા બ્રહ્માએ સર્વે લોકને ભય કરનાર હેવુ વરદાન આપ્યું, તે વરદાન પામી દુસ્ટ એવો એ હીરણ્યકસપુ દૈત સરવને પીડવા લાગ્યો. ૧૯

इंद्रासनेस्वयंस्थित्वादिक्पालांनकरोत्स्वकान्
यग्नभागंसुबुभुजेरुषिभाभागास्तथापरान् ॥२०॥

અર્થ:—સ્વર્ગમાં જઇ ઈંદ્રાસને બેસી સઘળા, દીગપાલને પોતાને વસ કર્યા ને યજ્ઞના ભાગ, રૂશીના ભાગ પોતે ભોગવવા, લાગ્યો ૨૦

तदासंपीडितालोकाःविश्नोःशरणमागताः ॥
चक्रुर्निर्वेदयांदुःखंदैत्यराजसमुद्भवं ॥ २१ ॥

અર્થ:—ત્યારે પીડાયલા સર્વે લોકો વીશ્નુને સરણે જઇ દૈત્ય રાજથી ઉતપનથએલા ભયને કહેવા લાગ્યા, -૨૧

श्रुत्वातेषांहिवचनंविश्नुःप्रोवाचसाध्वरं ॥
यदास्वपुत्रंमद्भक्तंद्रोक्षतेदुष्टचेतनः ॥ २२ ॥

અર્થ:—સર્વે લોકનુ, વચન સાંભળી ભગવાન ઉતાવળા બોલ્યા, કે હે લોકો જ્યારે એ દુષ્ટ દૈત્ય પોતાનો પુત્ર અને મારો ભક્ત, પ્રહ્લાદને જયારે પીડશે ત્યારે હું તેને મારેશ ૨૨

हनिष्यामितदादुष्टंवरदानेनदर्पितं ॥
इत्युक्तास्तेययुःसिघ्रंदेवाःसर्षिपुरोगमाः ॥ २३ ॥

અર્થ:-બ્રહ્માનુ વરદાન પામ્યો છે તોપણ એ દુષ્ટને હુ મારેશ હેવુ ભગવાંનનુ વચન સાંભળી સર્વે લોક દેવરૂશીને આગળ કરી, પોતપોતાને સ્થાન કે ગયા. ૨૩

सूतउवाच-कदाचिद्दैत्यराटपुत्रंलालयन्अंकस्थितः ॥
गुरोःसमक्षंयपञ्चुंबयित्वामुखांबुजं ॥ २४ ॥

અર્થ:—સુત કહેછે, કોઈક સમયે દૈત્યનો રાજા હીરણ્યકસપુ. પોતાના પુત્રને ખોળામાં બેસાડી રમાડે છે ને ગુરૂના સમક્ષ પોતાના પુત્રના મુખને ચુંબન કરી પુછવા લાગ્યો. ૨૪

ह्रिरण्यकशिपुःपुत्रंलालयन्वाक्यमब्रवीत् ॥
किमधीनंत्वयापुत्रकथयस्वममाधुना ॥ २५ ॥

અર્થ:--હીરણ્યકસપુ પોતાના પુત્રને રમાડતાં બોલ્યો કે હે પુત્ર તુ શુ ભણ્યો તે મને કહે. ૨૫

पितुर्वाक्यमथाकर्ण्यल्हादोदिव्यदर्शनः ॥
प्रोवाचप्रणतोवाङ्मीविनयानतकंधरः ॥ २६ ॥

અર્થ:--પોતાનુ વચન સાંભળી દીવ્ય જેનુ દરસન છે તે નમ્રતાથી ડોકી નમાવી વાણીને ધીમે રાખી નમ્ર એવા પ્રલાદ બોલ્યા ૨૬

हरेर्नाममयातातपठ्यतेप्रत्यहंवरं ॥
ननस्मादधिकंमन्येनाम्नोधीतंमहत्तरं ॥ २७ ॥

અર્થ:--હે પીતા શ્રેષ્ટ હેવુ ભગવાંતનુ નામ નીરંતર હુ ભણુછુ ને તે ભગવાનના નામથી ભણવાનુ મોટુ કંઇ પણ માનતો નથી, ૨૭

श्रुत्वापुत्रस्यवचनंप्रोवाचसुरपुंगवान् ॥
हन्यतांहन्यतांपापंकुलाभयकरंसुतं ॥ २८ ॥

અર્થ:-હીરણ્યકસ્ય પુત્રનુ વચન સાંભળી દૈત્યોને કહેવાલાગ્યો કે પાપીષ્ટ અને કુળમાં રોગ રૂપ આપુત્રને મારો મારો. ૨૮

जघ्नुस्तंदानवाःदुष्टाःप्रहारैरतिदारुणैः ॥
विक्रांतिंतस्यदेहेषुनचक्रुस्तेभयंकराः ॥ २९ ॥

અર્થ:—દૈત્યરાજનુ વચન સાંભળી દુષ્ટ દૈત્યો દારૂણ શસ્ત્રોએ કરી મારવા લાગ્યા, પણ ભયંકર દૈત્યો પ્રલાદના દેહને કંઈ પણ પીડા કરી સકયા નહી.૨૯

अतिनिर्बंधतोबालंहंतुंतातोयदाभवत् ॥
तदास्तंभंविनिष्पाठ्यनारासिंहवपुर्धरः ॥ ३० ॥

અર્થ:—અત્યંત બળાતકારથી પુત્રને મારવા ઉદ્યોગ કર્યો ત્યારે સ્તંભમાંથી નરસીંહ રૂપે ભગવાન પ્રગટ થયા. ૩૦

विश्नुर्जघानसमरेहिरण्यकशिपुंबली ॥

दैत्येंद्रंतत्सुतंचक्रेदेवदानवपूजीतं ॥ ३१ ॥

અર્થ:—ભગવાન નરસીંહરૂપે ભગવાન હીરણ્યકસ્પુ દૈત્યને સંગ્રામમાં માર્યો ને તેના પુત્ર પ્રલાદને દેવને દાનવને પુજય હેવુ રાજ્ય તેવીશે અભીશક દરે. ૩૧

निहतंनीसम्यतनयंकुनयंमुभृशंरुरोदद्रुहिणात्मजजा॥
ननुकंश्यपःस्वहिषींमहतींप्रतिबोधयन्प्रियतरेवचनैः ॥३२॥

અર્થ:—અનીતી વાળા પોતાના પુત્રને મારેલો સાંભળીને દીતી ઘણુક રૂદન કરવા લાગી ત્યારે કસ્યપ રૂશી પોતાની મોટી સ્ત્રીને સુંદર વાકયે કરી બોધ કરવા લાગ્યા. ૩૨

गतिरास्तिदेवमनुजांविहिताविधिनानुतांसमायितंक्षमतै
नाहिविश्नुवासवविरंचीमुखीःकिमुतापरेनिधनवक्रगताः ॥३३॥
इतिश्रीवायुपुराणेवायोत्पत्तांप्रथमोध्यायः

અર્થ, હે સ્ત્રી! ભાગ્યે નીમેલી ગતી દેવ મનુસ્ય સર્વને છે તેને નાશ કરવાને ભગવાન, બ્રંહ્મા, ઈંદ્ર પણ સમર્થ નથી તો કાળનાં મુખમાં રહેલા બીજા મનુસ્યાદી કયાંથી સમરથ હોય. પ્રથમો અધ્યાય:

---

## अध्याय २ प्रारंभ.

सूतउवाच—भर्तुवाक्यमथाकर्ण्यादितिर्दुखसमान्विता
प्रोवाचप्रणतोभूमौभर्तुशुश्रुषणेरता ॥ १ ॥

અર્થ:- સુત કહેછે, પોતાના સ્વામી કસ્યપનુ વચન સાંભળી દુખ યુકત પોતાના સ્વામીની શેવામાં તતપર એવાં દીતી નમ્ર થઈ બોલ્યાં. ૧

तनयौनिहितौनाथविश्नुनाप्रभविश्नुना ॥
अपुत्राहंकथंस्वामिनस्छातुंसक्नोमिभूतलै ॥ २ ॥

અર્થ:-હે નાથ સમરથ હેવા વીસ્નુએ મારા પુત્રને માર્યા તે પુત્ર વનાનીહું હે સ્વામી આ લોકમાં રહેવા સમરથ કેમ થઉ. ૨

नसांतितनयायासांवंध्यास्ताहिप्रकीर्त्तिताः ॥
नतासांवदनंकाश्चित्मातरेवावलोकते ॥ ३ ॥

અર્થ-હે સ્વામી જે સ્ત્રીયોને પુત્ર નથી તે વંજા કેવાય અને તેમના મુખને સંસારમાં કોઈ પણ જુવે નહી. ૩

तस्मादेहिसुतंब्रह्मन्मनोदुःखनिवारणं ॥
महाबलंमहावीर्यंदेवराजसमंरणे ॥ ४ ॥

અર્થ—તે માટે હે સ્વામી મારા મનનુ દુખ નીવારણ કરે હેવા મહા પરાક્રમી ને સંગ્રામમાં ઇંદ્ર સરખા પુત્રને આપો. ૪

सूतउवाच—श्रुत्वातस्यास्तुवचनंकश्यपःकरुणाकरः ॥
प्रोवाचप्रणतांप्रेष्टांविनयानतकंधरां ॥ ५ ॥

અર્થઃ- સુત કહેછે; દયાના સાગર કસ્યપ રૂશી દીતીનુ વચન સાંભળી નમ્ર હેવા પોતાને ઘણી વહાલી દીતીને કેવા લાગ્યા. ૫

व्रतंचेत्कुरुषेसुभ्रुसंवत्सरमतंद्रिता ॥
तदातेभवितापुत्रोदेवदानवदर्प्पहा ॥ ६ ॥

અર્થઃ- હે રૂડી ભ્રગુટીવાળી સ્ત્રી એક વરસ પર્યંત આળસ રહીત થઈ વ્રત કરેતો દેવદાનવના અભીમાન ઉતારે હેવો પુત્ર થાય. ૬

श्रुत्वाभर्तुःसुवचनंदितिप्रोवाचसत्वरा ॥
व्रतंकथयाविप्रर्षेकरिष्यामियथोदितं ॥ ७ ॥

અર્થઃ- સ્વામીના વચનને સાંભળી ઉતાવળી દીતી કહેછે. હે સ્વામી તમો કહેશો તે પ્રમાણે હું વ્રત કરીશ.૭

दित्यावचनमाकर्ण्यकश्यपःकरुणाकरः ॥
व्रतंप्रोवाचविधिनावेदविद्भियथोदितं ॥ ८ ॥

અર્થઃ- દીતીનુ વચન સાંભળી દયાના સમુદ્ર કસ્યપ વેદને જાણનારાઓએ કહેલુ વ્રત યથા શાસ્ત્ર વીધીયે કરી કહેવા લાગ્યા. ૮

मार्गशीर्षेऽमलेपक्षेप्रतिपाद्दिवसेशुभे ॥
गृह्णियात्नियमान्युवंव्रताविद्भिर्यथोदीतान्॥ ९ ॥

અર્થ—માગશર માસમાં અજવાળીઆના પડવાને દીવસે પ્રથમ વ્રત જાંણનાર પુરૂશોએ કહેલા નીયમછે તે ગ્રહણ કરવા. ૯

नस्पृशेदंत्यजान्काश्चिन्नस्पृशेच्चरजस्वलां ॥
वंध्यांवंध्यस्पृशेन्नैवसूतिकांपुत्रघातिनीं ॥ १० ॥

અર્થઃ- કોઈ નીચ વરણને અડકવુ નહી. રજસ્વલા સ્ત્રી, વંધ્યા-વંધ્ય વસ્તુ પ્રસુતીકા પુત્ર હત્યારીને અડકવુ નહી. ૧૦

नालपेन्निदुरंवाक्यंक्रोधंनिंदांपरित्यजेत् ॥
जीवहिंसानकर्त्तव्यायूकामत्कुणकादिकान्॥ ११॥

અર્થ:-કોઈ દીવસ કઠોર વચન બોલવુ નહી ક્રોધ ને નીંદા કરવી નહી જીવ હીંશા કરવી નહી જુ માંકણને મારવો નહી. ૧૧

प्रातःस्नानंसदाकार्यंधौतवासासदाभवेत्
हैकवारंहविष्यान्नंवाग्यताभोजनंचरेत् ॥ १२ ॥

અર્થ:-હમેશાં સવારમાં નાવુ ને નીરંતર ધોએલાં વસ્ત્ર પહેરવાં એકવાર હવીસ્યાન જમવુ, જમતાં બોલવુ નહી. ૧૨
(હોમવાની વસ્તુ ગઊ જવ ચોખા વીગેરે)

मूत्रेपुरीषेयद्वस्त्रंतद्वस्त्रंहिपरित्यजेत् ॥
नित्यंधौतांघ्रिवसनानित्यंमंडनमंडिता ॥
कुकुमंकज्जलंनेत्रेशीर्षेशश्वत्प्रधारयेत् ॥ १३ ॥

અર્થ:-પેશાબ કરી આવેલુ ને દીશાએ જઈ આવેલુ વસ્ત્ર પહેરવુ નહી. નિત્ય ધોયલાં વસ્ત્ર ને ધોયલા પગ રાખવા. ને નીત્ય અલંકાર ધારણ કરવા. કપાળે કંકુ આંખે કાજળ નીત્ય રાખવુ. ૧૩

सभृतृकांस्त्रियंनित्यंमंडयेत्मंडनादिभिः
कुंकुमंकज्जलंदद्यात्शक्त्यादद्यासुभोजनं॥ १४ ॥

અર્થ—સૌભાગ્યવતી સ્ત્રીને અલંકાર વડે શોભાવવી અને સુંદર, કંકુ, કાજળ, આપવુ ને શકતી પ્રમાણે સારા ભોજનના પદારથ આપવા. ૧૪

नोदक्शिरास्वपेत्तल्पेनोछिष्टानैवनग्निका ॥
नसंध्यायांदिवानैवमंचकेशयनंचरेत् ॥ १५ ॥

અર્થ—ઉતર દીશા તરફ માથુ કરી સુવુ નહીં; ખાટલે સુવુ નહીં અપવીત્ર ને નગ્ન રહેવુ નહી. સંધ્યા કાળે ને દીવસે પણ ખાટલામાં સુવુ નહી. ૧૫

एवंव्रतंयाकुरुतेवर्षमात्रंशुचिस्मिता ॥
तस्यापुत्रोभवेन्नुनंसर्वोत्कृष्टःशोभानने ॥ १६ ॥

અર્થ—આ પ્રમાણે પવીત્ર હાસ્યવાળી જે સ્ત્રી વરસ દીવસ સુધી આ વ્રત કરે છે રૂડા મુખવાળી દીતી તેને સર્વથી શ્રેષ્ટ પુત્ર થાય. ૧૬

भर्तुर्वचनमाकर्ण्यदितिसंहृष्टमानसा ॥

देशंदर्शयमेपुण्यंस्छितायत्रव्रतंचरेत्   ॥ १७ ॥

અર્થ—સ્વામીના વચન સાંભળી મનમાં હુરસ પાંમી દીતી કહે છે કે જયાં આ વ્રત થાય તેવો પવીત્ર દેશમને દેખાડો   ૧૭

सुष्टुदेसेव्रतंचर्णिसुशीघ्रफलदंभवेत् ॥
तस्मात्कथयमेशिघ्रंदेशंदेवाविभूषितं   ॥ १८ ॥

અર્થ—પવીત્ર દેશમાં કરેલુ વ્રત જલદીથી ફળ આપનારૂ થાયછે માટે. સારા દેવ લોકનો નીવાસ જેમાં હોય તેવો પવીત્ર દેશમને કેહો. ૧૮

श्रुत्वादित्यास्तुवचनंविचार्यमनसांतरे ॥
कश्यपःकरुणासिंधुःप्रोवाचप्रणतांप्रियां॥ १९ ॥

અર્થ—આ પ્રમાણે દીતીનાં વચન સાંભળી દયાના સમુદ્ર કસ્યપરૂષી મનમાં વીચારી પોતાને ઘણી વહાલી એવી સ્ત્રી પ્રત્યે બોલ્યા ૧૯

कश्यपउवाच—श्रुणुभद्रेप्रवक्ष्यामिदेशानामुत्तमोत्तमं
मद्रसोवीरधन्वानांसंधौसुराविनिर्मिता   ॥ २० ॥

કસ્યપુ કહેછે—હે કલ્યાણ રૂપસ્ત્રી દેશમાં ઉત્તમ એવા દેશને હું કહુ તે સાંભળ મદ્રદેશ સૌવીરદેશ. ધન્વદેશ તેના સાંધામાં દેવ લોકેનીમેલી એક વાટીકા છે. ૨૦

वाटिकाविपुलारम्यावरवापिविभूषिताः
वसंतिमातरोयत्रसर्वलोकसुखावहाः   ॥ २१ ॥

અર્થ—મોટી વીશાળ એવી વાટીકા છે ને ત્યાં અત્યંત સુસોભીત વાવ પણછે જે સરવ લોકને સુખ આપનારી માત્રીકા તેમાં વસેછે ૨૧

वडवादित्यसंज्ञोस्तिभगवानात्रेनंदनः
चत्वारःसंतिवैकुंडाःविसुरुद्राविनिर्मिताः ॥ २२ ॥

અર્થ—ત્યાં અત્રીરૂષીના પુત્ર સમરથ વાડવાદીત્ય નામે રૂષી રહેછે ને ભગવાન ને મહાદેવના કરેલા ચાર કુંડ ત્યાંછે ૨૨

ब्रह्मकुंडोस्तिविख्यातोसुर्यकुंडोस्तिपावनः
बाणगंगास्तिनिकटेयोजनार्धेमहत्तरा   ॥ २३ ॥

અર્થ—વીખ્યાત એવો બ્રહ્મ કુંડછે ને પવીત્ર એવો સુર્ય કુંડછે

ને ત્યાં અરધા યોજનને છેટે મોટી બાણ ગંગા છે. ૨૩.

यस्यांस्नातोनरःसध्यःसर्वपापविमोचितः ॥
तर्पिताःपितरोयांतिपितृलोकमनामयं ॥ २४ ॥

અર્થ—તે બાંણગંગાને વીશે નાહાનાર મનુષ્યો સર્વ પાપથી મુકાયછે અને તેમના પીત્રી લોકો પણ ત્રપત થઈને સુખાકારી પીત્રુ લોકમાં જાય છે. ૨૪.

कृतेषाणेतिविक्षातात्रेतामध्येसुलोचना ॥
द्वापरेसुवहानामकलौभोक्ताविनाशनी ॥ २५ ॥

અર્થ:—સતયુગમાં બાણગંગા નામની નદી પ્રસીદ્ધ છે ત્રેતાયુગમાં સુલોચના દ્વાપર યુગમા સુવહા ને કલીયુગમાં વીનાસીનીં એ રીતે ચાર નામથી પ્રસીદ્ધ છે. ૨૫

तत्रगंत्वाकुरुव्रंतनियतानियताशना ॥
व्रतेपूर्णेध्रुवासिद्धिर्भविष्यातिनसंशयः ॥ २६ ॥

અર્થ:—માટે હે સ્ત્રી ત્યાં જઈ નીમયુકત થઈ આહારને નીમે રાખી એક વરસ સુધી આ વ્રતકર. વ્રતપુરૂ થએ તારો મનોરથ સીદ્ધ થશે એમાં સંકા કરવી નહી. ૨૧

दितिःश्रुत्वातुवचनंकश्यपस्यमहात्मनः ॥
भूयःपपछविनयाद्भर्तारंपुरतःस्थिता ॥ २७ ॥

અર્થ:—દીતી માહાત્મા કશ્યપ રૂષીનુ વચન સાંભળી ફરીથી પોતાના સ્વામીના આગળ ઉભી રહી નમ્રતાથી પુછવા લાગી. ૨૭

विद्रुनवाटिकृताकेनवापीकेनकृताशुभा ॥
चत्वारश्चकृताःकुंडाःकेनकार्येणतद्वद ॥ २८ ॥

અર્થ:-હે સ્વામીનાથ એ વાટ્યને એ વાટીકા કોણે કરેલી છે અને ચાર કુંડ કોણે અને શા માટે કર્યા છે તે કહો. ૨૮

बाणगंगाकथंतत्रकेनानीतामहात्मना ॥
कश्यपुत्रीशुभाचारानदीरूपाद्विनाशनी ॥ २९ ॥

અર્થ:—મહાત્મા કયે પુરૂષે બાણ ગંગા આંણીછે રૂડા આચાર વાળી અને નદીરૂપ એ બાણગંગા કોની પુત્રીછે તે મને વીસ્તાર કરી કહો. ૨૯

वाणगंगाकथंप्रोक्ताकथंप्रोक्तासुलोचनाः ॥
सुवहाकीर्त्यतेकेनकथंप्रोक्ताद्रिनाशिनी ॥ ३० ॥

અર્થ: —એ નદીનુ નામ બાણ ગંગા કયમ પડયુ. અને સુલોચના નામ કયમ પડયુ અને સુવહા એવુ નામ કોણે પાડયુ અને વાનાસનો એવુ નામ કયમ પડયુ. ૩૦

हेतासांनामकरणंकथयस्वयथातथं ॥
कथंहिवाडवादित्योविख्यातोवाटिकावने॥ ३१ ॥

અર્થ:--અને એનાં ચાર નાંમ શાથી પડયાં તે જે રીતે કારણ હોય તે કહો ને વાટીકા વનમાં વાડવાદીત્ય નામે રૂશી કયમ વીખ્યાત થયા તે કહો. ૩૧

तन्माचक्षविमर्षेपरंकौतुहलंहिमे ॥
तीर्थानन्यानिसंत्यज्यवाटिकाव्रतासिद्धिदा॥ ३२ ॥

અર્થ—હે બ્રામણોમાં ઉતમ તમે બીજા તીર્થને મુકીએ વાટીકા વ્રતની સીધી આપનારી છે એમ તમે કહોછો એ મને મોટુ આશ્ચર્ય લાગેછે તેનુ કારણ કહો. ૩૨

कथयस्वमतीविधनांविदंतयीदनोस्तिसंशयहरंमनसः ॥
व्रतमादरेणकरवाणिगताननुवाटिकावनमिदंजयते ॥ ३३ ॥
इतिश्रीवायुपुराणेवाडवादित्यमहात्म्येद्वितियोध्याय.

અર્થ—સ્વાસીનાથ યથા વીધીએ કરીને કહેવુ મારા મનના સંદેહને હરનારૂ એનુ કારણ કહો જેણે કરીને હું નીસંક થઈને એ વાટીકા વનમાં જઈ પરમ આદરે કરી વ્રત કરૂ. ઇતી વાયુ પુરાણે ગુર્જર ભાશાયાં દ્વીતીયોધ્યાય.

---

## अध्याय ३ प्रारंभ.

सूतउवाच—श्रुत्वाप्रियायावचनंकस्यपोमुनिपुंगवः ॥
कथयत्सकलंवसंदित्वापष्टंयथातथं ॥ १ ॥

અર્થ—સૂત કહે છે- મુનીમાં શ્રેષ્ટ કસ્યપ પોતાની પ્રીયાનુ વચન સાંભળી જેમ એણે પુછયુ તેમ સઘળું વૃત્તાંત કહેવા લાગ્યા. ૧

कश्यपउवाच–निप्रभेस्मिन्निरालोकेसर्वत्रतमसाव्रते॥
विश्नोर्नाभीसरोमध्यान्निसतंहिकुशेशयं ॥२॥

અર્થ—કસ્યપ કહે છે હે સ્ત્રી લોકમાં કાંતી રહીત એવાસુર્ય થયા અને સર્વત્ર અંધકાર થયુ અને સર્વ બ્રમાંડ વીષ્ણુને વીસે લય પાંમ્યુ ત્યારે વીષ્ણુની નાભીથી મોટું કમળ ઉતપંન થયુ.૨

जज्ञेतस्माचतर्वक्त्रोब्रह्मालोकपितामह ॥
द्दष्ठासर्वत्रसलिलंचिंतयामासमानसे ॥ ३ ॥

અર્થ—તે કમળથી ચાર મુખવાળા લોકના પીતા મહ– બ્રંહ્મા ઉતપંન થયા ને સર્વત્ર બળ જળ જોઈને મનમાં ચિંતા કરવા લાગ્યા.૩

कथंमृक्षामिसकलंदेवदानवमानुषं ॥
विश्वंचराचरंसर्वंयथापूर्वंव्यवस्थितं ॥ ४ ॥

અર્થ—આ જગત પુર્વે જેમ હતુ તેમ દેવદાનવ મનુસ્ય સર્વ સ્થાવર જંગમ જીવને હુ શીરીતે ઉતપંન કરૂં.૪

मग्नास्तिसलिलेभूमिःकस्तामेवोद्धरिष्यति ॥
यस्मिनसंष्छीयतेसृष्टिर्देवदानवमानवी ॥ ॥ ५ ॥

અર્થ-જલમાં પૃથ્વી ડુબેલી છે, માટે કોણ તેને બાર કાઢશે. કેમકે જે પૃથ્વીમાં દેવદાનવ મનુશ સંબંધી સર્વ સૃષ્ટી યથાવકાશ રહી શકે. ૫

इत्येवंध्यायतोधातुःक्षुज्जातामस्तकोम्धवा ॥
तस्माद्विनिमृतोदेवोदिव्यकोलाक्रतिस्वयं ॥ ६ ॥

અર્થઃ—એ પ્રમાણે ધ્યાન કરનાર બ્રહ્માના મસ્તકથકી છીંક ઊત્પન થઈ અને તે થકી વરાહની પ્રકાશમાન.આકૃતી ધારણ કરી ભગવાન પોતે પ્રગટ થયા. ૬

जलंगत्वारिपुहत्वाधृत्वाभूतलभोजसा ॥
स्थापयामासदेवेशाधरणीलोकमातरं ॥ ७ ॥

અર્થઃ—વરાહ રૂપે જલમાં પ્રવેશ કરી હીરણ્યાક્ષ દઈતને મારી લોક નીમ્યા એવી પ્રથ્વીને દેવના સ્વામી એવા ભગવાને સ્થાપના કરી. ૭

स्थापयित्वाभुवंतोयेविश्नुःकारणशुकरः ॥
जगामपश्यतामेवभृग्वादिनांनिजंक्षयं ॥ ८ ॥

અર્થઃ—કારણવડે કરીને વરાહરૂપ થએલા વીસ્નુ જળમાં પ્રથવીને મુકી ભગવાદી રૂશીઓ જોતાં પોતાના સ્થાનમાં પધાર્યા. ૮

पूर्वसृष्टान्तमनसामरीच्यादीन्महतरान् ॥
प्रोवाचधातासृक्षध्वंप्रजासर्वेहपुत्रकाः ॥ ९ ॥

અર્થ-પુર્વે મનથકી ઉતપન થએલા ને મોટા મરચ્યાદી રૂસીઓને બ્રહ્મા કહેછે હેપુત્રો તમે સઘળી પ્રજાઓ ઉતપંન્ન કરો. ૯

मरीचिरअंगिरसःपुलस्त्यःपुलहःक्रतुः ॥
भृगुर्वसिष्टोदक्षश्चनारदाध्याःप्रजाधिपाः ॥ १० ॥

અર્થ- મરીચી, અત્રી, અંગોરસ, પુલસ્ત્ય, પુલહ, રૂતુ, ભ્રગુ, વસીસ્ટ, દક્ષ, નારદ, એમના સહુતમે, પ્રજાના અધીપછો. ૧૦

मरीचेऽहंपुरात्वासंमदीयाःसकलाःप्रजाः ॥
अत्रेरभून्महातेजावाडवोमानसःसूतः ॥ ११ ॥

અર્થ—પુર્વે હું મરીચી રૂશીથી ઉતપન્ન થયો અને મારાથી આ સઘળી પ્રજા ઉતપન થઈ અને અત્રથકી મહા તેજસ્વી. વાડવ નામના માનશીક પુત્ર થયા. ૧૧

तमुवाचात्रितनयंप्रजांसजममेछया ॥
श्रुत्वावाक्यंतपस्तेपेवर्षाणामयुतायुतं ॥ १२ ॥

અર્થ—વાડવ નામના પુત્રને અત્રી કહેછે હે પુત્ર મારી ઈછા માટે પ્રજાને ઉતપન્ન કર આ પ્રકારનુ પીતાનુ વચન સાંભળી દશ હજાર વરસ સુધી તપ આરંભ્યુ. ૧૨

तपसातापिनालोकाःब्रह्माणंशरणंययुः ॥
देवदेवजगन्नाथरक्षास्मानाहितपोनैलात् ॥ १३ ॥

અર્થ—વાડવના તપેકરીતાપ પામેલા લોક બ્રહ્માને શરણે જઈ કહેછે હે દેવ હે દેવના દેવ હેજગતના નાથ આ તપરૂપી અગનીથી અમારૂ રક્ષણ કરો. ૧૩

वाडवस्तप्यतेघोरंतपःपरमदुःकरं॥
आत्रेयोमानस.पुत्रोसंधयोर्मरुधन्वयोः ॥ १४ ॥

અર્થ—મરૂને ધજવ દેશના સાંધામાં અત્રીના માનશીક પુત્ર વાડવ નામના મહા દુસ્કર અને ઘોર એવું તપ કરેછે. ૧૪

क्रत्वातत्रशुभांवाटींतपस्तोयेनसंचिता ॥

तत्रस्थानसकलान्लोकान्तापयत्येवतापसः ॥ १५ ॥

અર્થ—તે સ્થાનમાં સુંદર વાવ કરી તપરૂપી જળે કરી ભરીને માહા તપસ્વી એવા વાડવ તે સ્થાનમાં રહેલા સઘળા લોકને તાપ પમાડે છે. ૧૫

तमुत्थापयनोचेत्तेप्रजाःसर्वाविनंक्ष्यति ॥

सएववाडवादित्योद्वादशादित्यसन्निभः ॥ १६ ॥

અર્થ-બાર સુર્યના સરખુ તેજ જેમાંછે એવા વાડવાદીત્ય તપ કરેછે તેને તપથી શાંતી પમાડો નહીતો સઘળી પ્રજાઓ નાશ પાંમશે. ૧૬

तपसातापितस्तस्यभास्करोतप्यतेभृशं ॥

दृश्यंतेगिरयःसर्वेसरितःसर्वसागराः ॥ १७ ॥

અર્થ-તે વાડવાદીત્યના તપે કરી તાપ પાંમેલા સુર્ય ઘણું તપે છે અને પર્વતો સર્વે નદીઓ ને સર્વસમુદ્ર બળતા હોય એમ લાગેછે. ૧૭

तस्मादुत्तिष्ठभद्रंभोकुरुलोकेसनातनं ॥

श्रुत्वातेषांहिवचनंब्रह्मालोकपितामहः ॥ १८ ॥

અર્થ—હે પીતામહ તે માટે તમે ઉઠો અને તમારૂ કલ્યાણ થાવ ને લોકને સુખ કરો આવું લોકનું બોલવું સાંભળી લોકના પીતામહ બ્રહ્મા ઉઠયા ૧૮

जगामसात्रिनयनास्तिरंक्षिरपयोनिधेः ॥

तत्रगत्वाजगन्नाथंस्तुत्वानित्वासभास्करः ॥ १९ ॥

અર્થ માહાદેવસહ સુર્યને સાથે લેઇ ક્ષીર સાગર સમુદ્રના તીર ઉપર જઈ ત્યાં જગતના સ્વામી એવા ભગવાનની સ્તુતી કરી નમસ્કાર કર્યો. ૧૯

वरेणछंदयामासवाडवादित्यसंज्ञिकं ॥

वरंवरयभोवत्सवरदेशावयंस्छिताः

मातापयस्वलोकास्त्रीन्वरंवरयवांछीतं॥ २० ॥

અર્થ—વાડવાદીત્ય નામના રૂશીને વીસ્નુને આદી લેઇ સર્વે દેવો કેવા લાગ્યા હે પુત્ર અમારી પાસે વરદાન માગ્ય વરદાન આપવાને આવ્યા છીયે માટે તારા મનમાં ઈછા હોય એવું વરદાન માગ્ય અને આ ત્રણ લોકને તાપ ન પમાડ ૨૦

तान्विलोक्यमुदायुक्तोब्रह्माविश्नुमहेश्वरान् ॥
प्रोवाचप्रणतोवाडि.मभास्करादिनसुरोत्तमान्॥ २१ ॥

અર્થ હર્ષયુકત હેવા વાડવાદીત્ય રૂશી વરદાન આપવા અ.વેલા બ્રંમા વીસ્નુ રૂદ્ર સુર્ય તેમને જોઇ વાણીને નીમે રાખી નમ્ર થઈ બોલ્યા. ૨૧

यदिप्रसन्नामह्यंवोवरंदास्यथवांछितं ॥
मानसीमेप्रजाःसर्वाःवृधिंगछंतुभूतले ॥ २२ ॥

અર્થ જો મને પ્રસન થએલા હોય તે મારા મનમાં ઈછેલું વરદાન આપો આ લોકમાં મારી મન થકી ઉતપન થએલી પ્રજાઓ વધે. ૨૨

वाडवादित्यवचनं-श्रुत्वाप्रोचुःसभास्कराः
अयोनिजाःकुशभवाःसंततिस्तेभविष्यति ॥ २३ ॥

અર્થઃ-વાડવાદિત્યનું વચન સાંભળી સુર્યાદિ સર્વ દેવોએ કહ્યું કે યોનીવગર ડાભથી પ્રજાઓ વરૂધી પામશે. ૨૩

यदैवोत्पद्यतेवायुःसर्वलोकसुखावहः ॥
तेषांसंश्रुषणार्थायप्रजास्तेकुशसंभवाः ॥ २४ ॥

અર્થઃ-જયારે સરવ લોકને સુખ આપનાર વાયુદેવ ઉત્પન થશે. ત્યારે તે વાયુદેવની સેવા માટે દરભ થકી તારી સઘળી પ્રજાઓ ઉત્પન્ન થશે. ૨૪

चतुर्विंशतिसंख्याकाःब्राह्मणावेदपारगाः ॥
द्विगुणाश्चततोवैश्याःभार्याःशुद्रिसमुद्भवा ॥ २५ ॥

અર્થઃ-વેદ જાણનારા ચોવીસ બ્રાહ્મણો થશે. અને તે બ્રાહ્મણોથી બમણા વૈશ્યો ઉત્પન થશે. અને સુદ્રના જેવી‡ સ્ત્રીઓ પણ ઉત્પન થશે. ૨૫

तेषांसमुद्भवाःसर्वेवाणिजोवायडाभिधाः ॥
भविष्यंतिद्विजासर्वेतन्नामानोविचक्षणीः ॥ २६ ॥

‡ સુદ્રના જેવી એટલે બરાબર રીતે ધર્મ ન પાળી શકે હેવી સ્ત્રીઓ ઉત્પન્ન થશે. અને તે સ્ત્રીઓ તથા આ વૈસ્યો થકી વાયડા નામના વાણીયા ઉત્પન્ન થશે.

અર્થ-તેમનાથી વાયડા નામના વાણીયાઓ ઉત્પન થશે. અને વીચક્ષણ એવા વાયડા નામના બ્રાહ્મણો પણ ઉત્પન્ન થશે. ૨૬

चतुर्विंशातिसंख्याकासहस्रंवाणिजांगणा: ॥

तदर्धंब्राह्मणाभूमौभविष्यंतिविचक्षणा ॥ २७ ॥

અર્થ:-ચોવીસ હજાર વાંણીઓના ગણ ઉત્પન્ન થશે ને તેનું આડધ એટલે બાર હજાર વીચક્ષણ એવા બ્રાહ્મણો થશે. ૨૭

तावत्तिष्टद्विजश्रेष्टकृत्वापापंमहत्तरां ॥

यावद्भावंतिभूयिष्टावायवोलोकभावना: ॥ २८ ॥

અર્થ:-હે બ્રાહ્મણોમાં શ્રેષ્ટ વાડવ જયાં સુધી લોકને સુખ કરનાર અને ઘણાક એવા વાયુઓ ઉત્પન્ન થાય ત્યાં સુધી મોટી વાઠ્ય કરી અહિં તમે રહો. ૨૮

चत्वारोत्नमहत्कुंडान्विश्वकर्माकारिष्यति ॥

यत्रागत्यास्छिताभूमौवरदानायवांछितं ॥ २९ ॥

અર્થ-ચાર મોટા કુંડ વીસ્વકર્મા કરશે કે જે સ્થાનમાં આવીને તપ કરનાર પુરૂશ વાંછીત એવા વરદાનને પોમે. ૨૯

सूर्यकुंडस्तुपूर्वस्यांदाक्षिणस्यांमहेश्वर: ॥

प्रातिच्यांवैश्नव:कुंडस्तथोदिच्यांपितामह: ३० ॥

અર્થ—પુર્વે દીશામાં સુર્ય નામનો કુંડ છે દક્ષાણ દીશામાં રૂદ્ર કુંડછે પશ્ચીમ દીશામાં વીસ્નુ કુંડછે અને ઉત્તર દીશામાં બ્રંમ કુંડ છે એ રીતે ચારે દીશામાં કુડ થશે. ૩૦

चत्वारोर्भसिंधवोंप्यास्मिन्नागमिष्यंतिमानिता: ॥

गंगाचयमुनाचैवगोदावरीसरस्वती ॥ ३१ ॥

અર્થ:-આ સ્થાનમાં માંનેલા ચાર સમુદ્રો આવશે, ગંગા યમુના ગોદાવરી, સરસ્વતી; એ નામની નદીઓ પણ આવશે. ૩૧

कुंडश्नानाच्चवेत्तासांश्नानपुन्यंनसंशय: ॥

बाणगंगामहापुन्यानिकटेष्वागमिष्याति ॥ ३२ ॥

અર્થ:-કુંડમાં નહાનાર પુરૂષને ઘણુંક પુન્ય થશે એમાં કંઈપણ સંદેહ નહિં ને એ કુંડની સમીપ મહા પવીત્ર બાણગંગા નામની નદી પણ આવશે. ૩૨

यस्यांस्नातोनरःसद्योमुक्तोभवतिपातकैः

शुद्धिमंतंमहातत्रभविष्यतिपुरोत्तमं ॥ ३३ ॥

અર્થઃ-જે બાણગંગા નામની નદીમાં નહાનાર પુરૂષ સર્વ પાપથી મુકાશે અને ત્યાં સમ્રધીવાળુ મોટું શેહેર થશે. ૩૩

वायडाख्यंसुविख्यातंवणिग्विप्रविभूषितं ॥

ब्राह्मणापुरनामानोवणिजःपुरनामकाः ॥ ३४ ॥

અર્થઃ-વાયડ નામનું શેહેર ઘણુ વખ્યાત થશે ને વાંણિયા ને બ્રાહ્મણ એ સુસોભીત થશે અને તે શેહેરમાં રહેનાર બ્રાહ્મણને વાંણીઆઓનું શેહેરને નામે નામ રહેશે. ૩૪

हनूमानत्ररुद्रांशोवरानलप्स्यतिशोभनान् ॥

अंजन्यासहितोवासंकरिष्यतिमहामनाः ॥ ३५ ॥

અર્થ. આ સ્થાનમાં, રૂદ્રના, અંશથી, ઉત્પંન્ન થએલા, હનુમાન ઘણાક વરદાંન પાંમસે, અને ઘણાકાળ સુધી અંજની, સહીત, વાસ પણ કરસે. ૩૫

प्रजातेमानसीभूरिवृद्धिंयास्यतिभूतले ॥

तस्मादुतिष्ठभद्रंतेतपसोऽस्मात्सुदुःकरात् ॥ ३६ ॥

અર્થ—આ લોકમાં તારી, માનસી પ્રજાઓ, ઘણી.વૃદ્ધી, પામસે માટે, ઘણાં, દુસ્તર તપસી, તુ વીશામ, પામ ને ઉઠ. તે તારૂ, કલ્યાણ થાય.૩૬

तपसातवविप्रर्षेपीडयतेसचराचरं

पुनःप्रार्थयविप्रर्षेयत्तेमनसिवर्ततेे ॥ ३७ ॥

અર્થ—હે બ્રાહ્મણ તારા તપેકરી, સર્વ જગત, પીડાયછે, માટે તારા મનમાં જે ઈછા હોયતે ફરીથી વરદાન માગ્ય. ૩૭

श्रुत्वातेषांहिवचनंवाडवोविस्मयान्वितः ॥

वव्रेवरंपुनस्तेभ्योत्रैलोक्यस्यहितेछया ॥ ३८ ॥

અર્થ—આ પ્રકારનુ, દેવોનૃ વચન, સાંભળી આશ્ચર્ય યુકત એવો, વાડવ, ફરીથી ત્રણલોકના, હીતમાટે, વરદાન માગવા લાગ્યો. ૩૮

वापींविधायतपसास्थास्यामिवचनादहं ॥

यावदुत्पध्यतेवायुःसर्वलोकसुखावहः ॥ ३९ ॥

અર્થ—તમારા કેનાથી આહી, તપે કરી, વાવ કરી, હું રહીશ,

જ્યાંસુધી, સર્વ લોકને સુખ, આપનાર, વાયુદેવ ઉતપંન થસે, ત્યાંસુધી હું રહીશ. ૩૯

एषावापीमहत्पुन्यातीर्थरुपाभवेन्मम ॥
अस्यांस्नातोनरःशाहींसर्वतीर्थफलंलभेत् ॥ ४ ॥

અર્થ—મહા પવીત્ર, એવી, આવાવ, મારે, તીર્થ રૂપ, એવીથાય, આ વાવને, વીસય ન્હાનાર પુરૂસ, તતકાળ, સર્વ તીર્થમાં નાયેથી જે ફળ થાય, તેફળને પાંમે. ૪૦

अत्रागत्यतपःकुर्यात्तेषांसिद्धिरनर्गला ॥
पितरस्तर्पिनात्तत्रस्वर्गवासफलंलभेत् ॥ ४१ ॥

અર્થ—આ સ્થાનમાં આવીને જે તપ કરે, તેમને બંધનરહી એવી સીદ્ધી પ્રાપ્તથાય, અને, તેમના, પીત્રુલોકો, તૃપતથઈ, સ્વર્ગ વાસનેપામે. ૪૧

याहिमेमानसीसृष्टिश्चतुर्दिक्षुनिवासिनी ॥
पुरनाम्नाभवित्रीसासदाधर्मपयरायणा ॥ ४२ ॥

અર્થ—મારી માનસી, સૃષ્ટી ચારે દીસાઓમાં, નીવાસ; કરી રહે ને સેરને નામેનામ તેમનુ રહે, અને સદાકાળ, ધરમને વીસે તતપર રહે. ૪૨

अत्रैवागत्यमद्वंश्याःकारिष्यंतिहीमज्जनं ॥
अक्षयंनाकभवनंलप्स्यंतेऽन्येपिमानवा ॥ ४३ ॥

અર્થ—આસ્થાનમાં આવીને મારી પ્રજાઓ જે સ્નાનકરસે તે કોઈ દાડા નાસન થાય એવા સ્વર્ગ લોકને પામસે. બીજાપણ મનુસ્યો સ્નાન કરસે તેપણ સ્વર્ગ લોકને પાંમસે. ૪૩

वायोऊत्पत्तिमात्रंमेस्थितिरत्रभवेत्सुखं ॥
पश्चान्मुक्तोभवाम्येवदेहेनानेसुव्रत • ॥ ४४ ॥

અર્થ—જયાં સુધીમાં વાયુ ઉતપંનથાય, ત્યાંસુધી સુખરીતે અહી હુ રહુ પછી આ દેહે કરીને મુક્ત એવો હુ થઉ. ૪૪

वाडवस्यवचःश्रुत्वासर्वेतेसुरनायका ॥
षाठमूचुःप्रमुदिताःसर्वेब्रह्मादयःसुराः ॥ ४५

અર્થ—વાડવનુ વચન સાંભળી તે સઘળા દેવના દેવ બ્રહ્માદી હર્સ પામી કેવા લાગ્યા કે જેમ તમો કહોછો તેમ થાય. ૪૫

दत्यायरंविप्रवरायदेवाजग्मुःस्वकीयंभुवनंसुहृष्टाः ॥
सवाडवादित्यवराहितस्थौकांक्षम्मवंदेयवरस्यवायोः४६
इतश्रीवायुपुराणेवाडवादित्यमहात्मेततियोध्यायः ॥ ३ ॥

અર્થ--બ્રામણમાં શ્રેસ્ટ એવા વડવરૂસીને વરદાન આપી સઘળા દેવો હર્સ પામી પોતપોતાના સ્થાનકે ગયા વાડવાદીત્ય રૂસીપણ વાયુદેવની ઉતપતીની ઇછા રાખીત્યાંરહયા, વાયુપુરાંણે ગુંરેજર ભાશા વાંત્રતયો દ્યાય. ૪૬

सूतउवाच–कश्यपस्यवचःश्रुत्वादितिःपरमविस्मिता ॥
पुनःपपृछभर्त्तारंविनयाननकंधरा ॥ १ ॥

અર્થ-સુત કહેછે કસ્યપનુ વચન સાંભળી પરમ આશ્ચર્ય પામેલા દીતી નચુપોકરી ફરીથી પોતાના સ્વામીને પુછવા લાગ્યા. १

दितिरुवाच–वाटिकायास्तथावाप्याःकुंडानांकथितात्वया ॥
नद्योत्पतिसुविपुलांकथयस्वमदग्रतः ॥ २ ॥

અર્થ—દીતી કેહેછે હેસ્વામીન વાટીકા કુંડ વાવ્યની ઉત્પત્તી તમે મનેકહી નેમોટી નદીની ઉત્પત્તી મારી આગળ કહો. २

चतुर्युगेचतुर्न्नामकथंतस्याःभवन्मुने ॥
वाणासुलोचनानामसुवहाख्याद्विनाशीनी ॥ ३ ॥

અર્થ--હેમુને એનદીનાં ચારયુગમાં બાણા સુલોચના સુવહા ધિનાનાસીના એ રીતે ચારનામ કેમપડયાં તેપણ મને કહો. ३

एतद्विस्तरतोमह्यंतथयस्वयथाकथं ॥
परकोतुहलंस्वामिन्ममचतासिवर्तते ॥ ४ ॥

અર્થ—હેસ્વામી સમરથી જેરીતે હોય તેરીતે મને કહો એસાંભળવા મને પરમ ઉત્કંઠાછે. ४

श्रुत्वाप्रियायावचनंकश्यपोदिव्यदर्शनः ॥
प्रावाचप्रणयाद्वाक्यंप्रणतांप्रमदांतदा ॥ ५ ॥

અર્થ--દીવ્ય જેનું દરસનછે એવા કસ્યપ મુની પોતાની પ્રીયાનું વચન સાંભળી ઘણી વહાલી પોતાની સ્ત્રીને સ્નેહથી કહેવા લાગ્યા.५

कश्यपउवाच–श्रणुदेविप्रवक्षामिकथामेतांमनोरम ॥
मयाद्रष्टास्वनेगाभ्यांकथयामितवाग्रतः ॥ ६ ॥

અર્થ—કસ્યપ કહેછે હે સ્ત્રી મનને આનંદ કરનાર એવી આ કથા કહું તે સાંભળ કે મેં મારી આંખોથી પ્રત્યક્ષ જોએલું તે તારા આગળ કહુંછું ૬

पुराकृतयुगेप्यासीनृप्रथुर्वैण्यःप्रतापवान् ॥
ग्रस्तबीजांधरांदेवींहंतुंधनुषमाददे ॥ ७ ॥

અર્થ.—પુરવે સતયુગમાં મહા પ્રતાપી વેરાનજીનો પુત્ર પ્રથુ નામે રાજા થયો. તેણે પ્રલયકાળમાં પ્રથ્વીએ રસ ગ્રહણ કરેલો તેથી તેને મારવા હાથમાં ધનુશ લીધું. ૭

दृष्ट्वाधनुर्द्धरंभूपंगोपाधरणीभवत् ॥
दुद्रावसादिशःसर्वास्वकीयंत्राणमिच्छति ॥ ८ ॥

અર્થ.—ધનુશધારી રાજાને જોઇ પ્રથ્વી ગાયનુ રૂપ લઈ પોતાના દેહનું રક્ષણ કરવા ચારે દીસાઓમાં દોડવા લાગી. ૮

प्रथुर्वैण्यस्तंदारुष्टोदिव्यस्पंदनामास्थितः ॥
प्रष्टेजगामदुर्धर्षोधरायांगोकृताकृतेः ॥ ९ ॥

અર્થ.—ક્રોધ પામેલા વેનના પુત્ર પ્રથુરાજા ઘણા સુસોભીત રથમાં બેસી ગાયના રૂપે દોડતા એવી પૃથ્વીની પછવાડે દોડવા લાગ્યા, ૯

भ्रमनूदेशानबहुनेवंसरितःसागरानगिरीन् ॥
अर्बुदाचलमासाध्यतस्थौकिंचित्त्रषातुरः ॥ १० ॥

અર્થ—એ પ્રમાણે ઘણાક દેશ નદીઓ, સમુદ્ર. પર્વતોમાં ફરતાં ફરતાં અર્બુદાચળ પર્વતમાં આવી કંઈ ત્રસાતુર થઇ ઉભા રહ્યા.૧૦

अश्वांश्चतृषितानदृष्ट्वासलीलार्थीमहीपतीः॥
प्रमोचबाणंमेधावीनितंबेभूभृतस्तदा ॥११॥

અર્થ.- તરસા ઘોડાઓને જોઈ જલની ઈચ્છાવાળા અને ઘણા બુદ્ધીવાન પ્રથુરાજાયે પર્વતના નીતંબ ભાગમાં બાણ માર્યાં. ૧૧

निश्चक्रामनदीतस्मात्प्रवाहद्वितयान्विता ॥
सुशीतलातिविमलाराज्ञस्तस्नानिषूदिनी ॥१२॥

અર્થ.—તે પર્વતમાંથી બે પ્રવાહે થઈ નદી નીકલી. અને તે નદીનું નામ રાજાની. તરસ મટાડનાર સીતળા, ને વીમળા એ રીતે પડયાં.૧૨

वितृष्टेनृपतौभूत्वादिव्यरुपामनस्विनी ॥
प्रोवाचप्रणताभूमौभूपतिंविनयान्विता ॥ १३ ॥

અર્થ.—ત્રસા રહીત રાજા થયા ત્યારે મનસ્વીને દીઠ્ય જેનું રૂપછે એવી નદી નમૃનાથી રાજાને પગે લાગી કહેછે. १३

त्वयानिःकाशाताद्रेहंदेहिनांमानिताविभो ॥
त्वमेवाध्योसिनृपतिःसर्वलोकहितावहः ॥ १४ ॥

અર્થ.—હે રાજા તમે પર્વતથકી મને કાઢી ને અહીં લાવ્યા માટે સર્વ લોકને સુખ આપનાર તમે સર્વ રાજાઓમાં પ્રથમછો. १४

श्रुत्वातस्यास्तुवचनंपृथुराहमहामनाः ॥
बाणधातात्समुत्पन्नातस्माद्बाणेतिविश्रुता ॥ १५ ॥

અર્થ.—તે નદીનું વચન સાંભળી મોટા મનવાળા પ્રથુરાજા કહે છે કે નદી તને બાણ થકી ઉત્પન્ન કરી માટે તારૂં નામ બાણા પ્રસિધ થસે. १५

सुलोचनासियस्मात्त्वंतस्मान्नामनसुलोचना ॥
सुष्टुशीतंयतस्तोयंसुवहातेनमेमता ॥ १६ ॥

અર્થ.—રૂડાં નેત્રવાળી તું છે તેથી તારૂં નામ સુલોચના પડશે. તારામાં ઘણું સુંદરને ટાઢું એવું તારૂં જલછે માટે તારૂં નામ સુવહા પડશે. १६

त्वयिस्नातस्यवैपुंसोद्वितियंनभविष्यति ॥
पातकंचपुनर्जन्मतस्मात्प्रोक्ताद्विनाशिनी ॥ १७ ॥

અર્થ.—તારેવીસે નહાનાર મનુશ્યને પાતકતથા ફરીથી જન્મ એ બે નહીં થાય. માટે તારૂં નામ ધીનાશની પડશે. १७

प्रवाहाद्वितयंकृत्वागच्छदेवियथासुखं ॥
युगेभवन्नामभुवोख्यातिंगमिष्यति ॥१८॥

અર્થ.—હે દેવી બે પ્રવાહે કરી તારી મરજી મુજબ જા અને આ લોકમાં યુગ યુગને વીસે તારૂં નામ વીખ્યાત થશે. १८

पूर्वांगच्छप्रवाहेनपवित्रेणसुलोचने ॥
द्वितियेनप्रतीच्यांत्वंगच्छदेविममाज्ञया ॥१९॥

અર્થ.—હે સુલોચના તારા પવીત્ર એવા પ્રવાહે કરી પુર્વે દીશામાં જા અને બીજા પ્રવાહે કરી પશ્ચિમ દીશામાં જા. १९

तवतिरेषुयोदेशःपावनःसैवकथ्यते ॥
योजनाद्वितयंयावन्मृतैःस्वर्गमवाप्यते ॥२०॥

અર્થ.—તારા તટ ઉપર જે દેશ આવેલો હશે તે ઘણો પવિત્ર કહેવાશે ને તારાથી બબે યોજનને છેટે જે મનુષ્યો મરશે તે પણ સ્વર્ગમાં જશે. २०

अज्ञानात्ज्ञानतोवापियोकरिष्यतिमज्जनं ॥
सर्वपापविनिर्मुक्तोगोसहस्रफलंलभेत् ॥ २१ ॥

અર્થ—અજ્ઞાનથી યા જ્ઞાનથી જે તારામાં નહાસે, તે સવ પાપથી મુકત થઈ હજાર ગાયના દાનના ફળને પામશે. ૨૧

तटेतवकरिष्यंतियेनरादुश्चरंतपः ॥
शीघ्रंतपःफलंभुक्त्वासुरनाथेनमादते ॥ २२ ॥

અર્થ.-તારા તટ ઉપર જે મનુષ્યો મહાઉગ્ર તપ કરશે તે તત્કાળ તપના ફળને પામી ઈંદ્ર સાથે ક્રીડા કરશે. ૨૨

इत्युक्त्वानृपतिःशीघ्रंधरिण्याःपृष्टमेयिवान् ॥
प्रवाहद्वितियंकृत्वामुश्रुवेसासरिद्वरा ॥ २३

અર્થ.-એમ નદીને કહી પ્રથ્વીની પાછળ રાજા ચાલ્યા. ને એ બાણનદી પણ બે પ્રવાહે કરી વહેવા લાગી. ૨૩

इतत्सर्वसमाख्यातंयत्प्रष्टोहंत्वयानघे ॥
व्रतंकुरुमहाभागेवाटिकावनमाश्रिता ॥ २४ ॥

અર્થ.-દોસ રહીત હે સ્ત્રી જે સર્વે તેં મને પુછ્યું તે સઘળુ મેં તને કહયું અને હે મોટા ભાગવાળી સ્ત્રી આ વાટીકાવનનો આશ્રય કરી વ્રત કર. ૨૪

वाडवादित्यनामायस्त्वात्रेयोभक्तवत्सलः ॥
करिष्यतिसदारक्ष्यांयक्षराजेनसंयुतः ॥ २५ ॥

અર્થ.-આ જગોએ વાડવાદીત્યનામે અમી રૂસીના પુત્ર નીરંતર કુબેરભંડારી એ સહીત તારી રક્ષા કરશે. ૨૫

सिद्धाश्रमोस्तितनिकटेनिकटेकामुश्रमः ॥
यत्रास्तेकर्दमःश्रीमानदेवहूत्यासमन्वितः ॥ २६ ॥

અર્થ—આ આશ્રમની પાસે કામુકાશ્રમ અને સીધા શ્રમછે, જે સીધાશ્રમમાં એટલે સીધપુરમાં દેવહુતી સાથે શ્રી માન કર્દમ રૂસી પણ રહેલાછે, ૨૬

कण्वाश्रमोस्तिसुमहान्कण्वोनामामुनिश्वरः ॥
पुत्रभार्यायुतःशश्वत्तत्रपार्श्वेगामिष्यति ॥२७ ॥

અર્થ.—મોટો એવો કણ્વાશ્રમ પણ પાસેછે ત્યાં રહેલા કણ્વ નામે મહામુની પોતાના પુત્ર સ્ત્રી સહીત હમેસાં તારી પાસે આવશે. ૨૭

वामदेवाश्रमःपार्श्वेतथैवास्तिभुमानने ॥
विख्यातःसर्वलोकेषुसर्वपापनिकृंतनः ॥२८ ॥

અર્થ.—હે રૂડા મુખવાળી સ્ત્રી સર્વ લોકમાં વીખ્યાત સર્વ પાપને નાસ કરનારૂ વામદેવાશ્રમ પણ પાસે છે. ૨૮

दिक्पालैश्चकृतायज्ञाःबाणनद्यास्तटेशुभे ॥
तस्मादिक्पालसंज्ञंवैपुरमास्तिमहत्तरं ॥२९ ॥

અર્થ.- હે રૂડી સ્ત્રી બાણ નદીને તીરે મોટા દીગ્પાળોએ પુર્વે યજ્ઞ કરેલાછે. તે માટે દીગ્પાળ નામનું મોટું શેહેરછે. ૨૯.

नभीत्वयाप्रकर्त्तव्यात्रतंकुरुयथासुखं ॥
पुत्रास्तवभविष्यंतिदेवराजसमाबले ॥ ३०

અર્થ.—તારે ત્યાં કંઈ પણ ભય રાખવો નહી. ને સુખરીતે વર્ત કર, ને બળમાં ઇંદ્ર બરોબર તારે પુત્ર થસે. ૩૦

इत्युक्तामुनिवरमंडनोमहात्माभार्यायैव्रतममलंविधानयुक्तं ॥
दृष्टातांनिधुवनकांक्षिणिंस्वपार्श्वंदत्वातद्गतिगृहंजगाममहृष्ट३१.

इतिश्रीवायुपुराणेवाडवादित्यमहात्म्येचतुर्थोध्यायः ॥ ४ ॥

અર્થ—મુનીઓમાં શ્રેષ્ટ એહવા કસ્યપ રૂસી પોતાની સ્ત્રીને શાસ્ત્ર પ્રમાણે નીરમાન વ્રત કહીને સુંદર તપની જગો દેખાડી ઘણા હરસથી પોતાના સ્થાનમાં આવ્યા. ૩૧

ઈતી શ્રી વાયુપુરાણે ગુર્જર ભાષાનો ચોથો અધ્યાય થયો. ૪

---

सूतउवाच—वाटीवनंदितिर्गत्वाव्रताराधनतत्परा ॥
व्रतंचक्रेविशालाक्षीविशिष्टपुत्रमिच्छती ॥ १ ॥

અર્થ.—સુત કહેછે. વ્રત કરવા તત્પર એવી દીતી વાટીકાવનમાં જઈ પરાક્રમી પુત્રની ઈચ્છાથી વ્રત કરવા લાગી. ૧

ज्ञात्वातस्यैवसंकल्पोवासवोतिभयातुरः ॥
जगामसेवितुंमातुंविनयेनसमन्वितः ॥ २ ॥

અર્થ.—દીતીનો આવો સંકલ્પ જોઈ ભયાતુર એવો ઈંદ્ર નમ્રતાથી પોતાની માસીની શેવા કરવા ગયો. ૨

नत्वाप्रोवाचप्रणतःशक्रोमातृष्वसांतदा ॥
तवपुत्रोस्म्यहंमातःसेवनार्थमुपागतः ॥ ३ ॥

અર્થ.-નમ્રતાવાળા ઈંદ્ર પોતાની માસીને નમસ્કાર કરી કહેછે હે મા. હું તારો પુત્રછું. ને તારી શેવા કરવામાટે આવ્યોછું. ૩

गृहाणसेवनार्थंमांतवपार्श्वमुपागतं ॥
पित्रासंप्रेषितश्चास्मिरक्षार्थंतवसुव्रते ॥ ४ ॥

અથ.- શેવા કરવા તાહરી પાસે આવેલો મને અંગીકાર કર. કારણ હે રૂડા વ્રતની ઈચ્છાવાળી મા મારા પીતાએ તારી રક્ષા માટે મને મોકલ્યોછે. ૪

नममास्त्यपराधोवैंविष्नुनानिहतौसुतौ ॥
पीडयंतोजनान्दृष्ट्वारूपांतरमुपाश्रितः ॥ ५ ॥

અર્થ-હે મા જગતને પીડા કરનાર એવા તારા પુત્રોને વિસ્નુએ રૂપાંતર ધારણ કરી માર્યા છે. એમાં કંઈ મ્હારો અપરાધ નથી. ૫

श्रुत्वाशक्रस्यवचनंदितिचेतसिचिंतयन् ॥
नापराधःशतक्रतोसत्यंवदतिवासवः ॥ ६ ॥

અર્થ.-ઈંદ્રનું વચન સાંભળી દીતીમનમાં વીચાર કરેછે. ઈંદ્ર સત્ય કહે છે. એમાં એનો અપરાધ નથી. ૬

तंतदास्थापयामासनिकटेरक्षणार्थिनी ॥
व्रतंचक्रेविशालाक्षीयथोक्तंब्रह्मवादिना ॥ ७ ॥

અર્થ.-તે ઈંદ્રને પોતાની પાસે રક્ષણ કરવા સારૂ બેસાડયો. વેદને જાણનાર પોતાના સ્વામીએ જે રીતે કહ્યું તે રીતે વ્રત મોટા નેમવાળી દીતી કરવા લાગી. ૭

शक्रश्चक्रेमहत्सेवांमातुर्विश्वासहेतवे ॥
यथाव्याधोमृगप्रेप्सुःतिष्टसेववनांतरे ॥ ८ ॥

અર્થ.-ઈંદ્ર પોતાની માસીને વીશ્વાસ આપવા માટે ઘણીક શેવા કરવા લાગ્યો જેમ વનમાં મ્રગની ઈચ્છાએ ભીલ મ્રગને શેવે તેવી રીતે. ૮

एवंव्रतंप्रकुर्वंत्यामासास्त्वेकादशागताः ॥
नैवापश्यद्व्रतच्छिद्रंतन्मध्येपाकशासनः ॥ ९ ॥

અર્થ.-એ પ્રકારે વ્રત કરનાર દીતીને અગીયાર માસ થયા. તો પણ ઇંદ્રે વ્રતમાં કંઈ પણ દોશ દીઠો નહીં. ૯

तदाचिंतामवाप्तोऽसौकिंकर्तव्यंमयाधुना ॥
पूर्णेसंवत्सरेभूयात्पुत्रोमेतिभयंकरः ॥ १० ॥

અથ.-ત્યારે ઇંદ્રને મોટી ચીંતા થવા લાગી. હવે મારે શું કરવું આ વર્ષ પુરૂ થશે તો મને ભયંકર એવો મોટો પુત્ર એને થશે. १०

मृगयूरिवसंलीनस्तिष्टंश्चेवदुराशयः ॥
एकस्मिन्दिवसेदृष्टवाव्रतछिद्रमुहर्षितः ॥ ११ ॥

અર્થ.-દુષ્ટ જેનો ભાવછે એવો ઇંદ્ર પારધીની પેઠે ગુપ્ત દીતી પાસે રહી એક વખતે દીતીના વ્રતનું છીદ્ર જોઇ હર્ષ પામ્યો. ११

संध्याकालंपुरोदेष्टवापूर्णगर्भादितिस्तदा ॥
कृत्वामूत्रपूरीषंतुमंचकेसमुपाविशत् ॥ १२ ॥

અર્થ, પુર્ણ ગર્ભવાલી દીતી સંધ્યાકાળે ઝાડો પીસાપ કરીયાવી સયાપર સુતી. १२

किंचित्क्षिन्नाविशालाक्षीसुष्टवापास्तीर्णमंचके ॥
शिर्षमुत्तरतःकृत्वानैवप्रक्षालितांघ्रिका ॥१३ ॥

અર્થ.-મોટાં નેત્રવાળી દીતી કંઇક ખેદપામી પાથરેલીશયામાંહા થ પગ ધોયા વગર ઉતર દીસા ભણી માથું કરી સુતી.१३

एतदंतरमासाध्यशक्रोनिद्रांसमादिशत् ॥
कृतकार्यतुमांदृष्टवामोक्तव्याजननीत्वया ॥ १४ ॥

અર્થ.-એ અવકાસને પામેલી ઇંદ્રે જાણી નીંદ્રાને આજ્ઞા કરી, કુમારી માસી દીતીને વીસે તારે રેહેવું. १४

बाढमुक्तामहानिद्रादक्षिणांगमुपाविशत् ॥
मृतकल्पाचिरंसुप्तानैवजानातिकिंचन ॥ १५ ॥

અર્થ.-નીદ્રા કહેછે કે ઇંદ્ર તમારા કહેવા પ્રમાણે કરીશ. એમ કહી દીતીના શરીરમાં પ્રવેશ કર્યો. એટલે મ્રતરૂપ થઇ દીતી ઘણી વખત સુધી સુતી તેને કંઇ પણ જાણ્યુ નહી. १५

योगरूपधरोजिष्नुस्तस्योदरमुपाविशत् ॥
चिछेदबालकंगर्भेसप्तधाशतपर्वणा ॥ १६ ॥

અર્થ.-યોગ માયાએ કરી ઇંદ્રે દીતીના પેટમાં પ્રવેશ કરી વજ્રવડે ગર્ભને સાત પ્રકારે સાત ભાગ કર્યા, १६

सप्तरूपोभवद्बालोदेवराजसमद्युतिः
तानेवसप्तधाभूयोचिछेदवज्रभृत्सुरः ॥ १७ ॥

અર્થ.—એ બાલક સાત રૂપે, ઇંદ્રના બરોબર કાંન્તીવાળો થયો

એ સાતેને ઈંદ્રવજ્રવડે સાત પ્રકારે છેદયા.૧૭

रुरुदुस्तेतदाबालाःसर्वेतेकनकोज्वलाः ॥
मारोदीतितदाशक्रस्तानुवाचातिविस्मितः ॥ १८ ॥

અર્થ.—સુવર્ણ સરખા ઉજવળ તે સઘળા બાળકો રડવા લાગ્યા ત્યારે અતી વીસ્મય પામેલો ઈંદ્ર તમે માં રડો એમ બોલ્યો. ૧૮

तेनतेमरुतःसर्वेबभूवुःबलवत्तराः ॥
प्रोचुःप्रांजलयोसर्वेमाहिंसीःबालकान्नृथा ॥ १९ ॥

અર્થ.—એ સઘળા બાળકો અતીશય બળવાન હાથ જોડી કહેવા લાગ્યા. હે ઈંદ્ર બાળક એવા અમને મીથ્યા ન મારો. ૧૯

वयंतेबांधवाःशक्रभविष्यामोविधिंकराः ॥
मुंचास्मान्बांधवान्देवान्दितिगर्भसमुद्भवान् ॥ २० ॥

અર્થ.—હે ઈંદ્ર અમે તારા બધુંછીએ ને તારી આજ્ઞા પ્રમાણે વર્તીશુ અને દીતીના ગર્ભથી ઉત્પન્ન થએલા અને દેવ એવા તારા બંધુ એવા અમને છોડ ૨૦

श्रुत्वातेषांहिवचनंशक्रःप्रोवाचसत्वरं ॥
यध्येवंनिःसरत्वध्ययोनियंत्रात्सुरोत्तमाः ॥ २१ ॥

અર્થ.—તે બાળકોનું વચન સાંભળી ઈંદ્ર કહે છે હે દેવો. આ યોનીયંત્રથી જલદી બાહાર નીકળો. ૨૧

इत्युक्ताःविस्रताःसर्वेबालकाःकनकोज्वलाः
दितिःप्रबुद्धाददृशेबालकान्देवरूपिणः ॥ २२ ॥

અર્થ,-એ રીતે કહેલા સર્વે બાળકો સુવર્ણ સરખા ઉજવળ દીતીના પેટમાંથી બહાર નીકળ્યા. ત્યારે દેવ રૂપ પોતાના બાળકોને દીતીએ જાગીને જોયા. ૨૨

पपृच्छशक्रंपार्श्वस्थंकथमेतेसुरोत्तमाः ॥
ममकुक्षिसमुत्पन्नादैतेयानातिकोविदाः ॥ २३ ॥

અર્થ.-પાસે રહેલા ઈંદ્રને દીતી કહેછે કે મારી કુખમાંથી આ દેવ કયમ થયા ને દૈત્ય કયમ ન થયા.

यदिजानासिदेवेंद्रसत्वंकथयमाचिरं ॥
नोचेच्छप्स्यामिसंरुष्टात्वमेवाध्यमात्तकलो ॥ २४ ॥

અર્થ.-હે દેવતારાજા તું જાણતો હું; તો વાર ના લગાડતાં કહે.

નહીંતો તને ક્રોધ પામેલી હું શ્રાપ દઈશ. ૨૪.

श्रुत्वादितेस्तुवचनंप्रोवाचप्रांजलिः ॥
नोचेच्छप्स्यसिमांमातःसर्वसत्यंनिवेदये ॥ २५ ॥

અર્થ.-દીતીનું વચન સાંભળી ઈંદ્ર બે હાથ જોડી કહેછે. હે મા જો મને શ્રાપ ન દેતો હું તને સર્વ સત્ય કહું. ૨૫

मातामेकथयत्सर्ववरदानंतवार्पितं ॥
पित्रासंतंप्रसन्नेनपुत्रोदत्तोमयाधिकः ॥ २६ ॥

અર્થ.-તમને પ્રસન્ન થએલા મારા બાપે મારા કરતાં બળવાન પુત્ર થસે એવું વરદાન આપ્યું. તે વાત મારી માએ મને કહી.૨૬

श्रंत्तदत्तंमहत्तीव्रंतद्बालस्यप्रसिद्धये ॥
ज्ञात्वातवांतिकमहमगमंस्वार्थसाधकः ॥ २७ ॥

અર્થ.-મહા મોટુ તીવ્ર વ્રત બાલકની સીધીને અરથે કહ્યું. એ વ્રત જાણી સ્વાર્થ સાધવા સારૂ હું તારી પાસે આવ્યો. ૨૭

पश्यन्नेवंव्रतछिद्रंस्थितोहंतवसेवने ॥
दृष्टेछिद्रेमयाबालःछिन्नोवज्रेणसप्तधा ॥ २८ ॥

અર્થ.-એ રીતે તારા વ્રતનું છીદ્ર જોનારો હું તારી સેવા કરવા માટે રહ્યો જ્યારે છીદ્ર દીઠું ત્યારે બાળકના સાત કડકા કર્યા. ૨૮

सप्तस्वरुपास्तेजातामत्तोप्यधिकवत्तराः
पुनस्तेसप्तधाछिन्नारुरुदुर्बालकाभृशं ॥ २९ ॥

અર્થ.-સાત સરૂપે તે બાળકો મારા કરતાં પણ અધીક બળવાન થયા. ફરીથી પણ તે સાતને સાત પ્રકારે વજ્ર વડે છેદયા ત્યારે રડવા લાગ્યા. ૨૯

मामुचुस्तेदुराधर्षामास्मान्हिंसीःशतक्रतो ॥
तवबांधवाःसर्वेमविष्यामःसुरोत्तमा ॥ ३० ॥

અર્થ.-દુરાધર્ષ એવા તે મને કહેવા લાગ્યાકે હે ઈંદ્ર મીથ્યા અમને હણીસમાં અમે અવા તારા બંધુ થઈશું. ૩૦

तदामयोक्तामरुतोभूयंसर्वेमहत्तराः ॥
सर्वलोकप्रकर्तारःसर्वलोकमहेश्वराः ॥ ३१ ॥

અર્થ મેં કહ્યુંકે તમે સઘળા મરૂત દેવ સર્વ લોકને વીસ્તાર નાર સર્વ લોકના ઈશ્વર તમે મોટા દેવો છો. ૩૧

यथाहंसर्वलोकानामधिपोस्मिजगत्रये ॥
तथायूयमहेंद्राभास्त्रैलोक्यस्याधिपेश्वराः ॥ ३२ ॥

અર્થ.—આ ત્રણ લોકમાં સર્વનો રાજા હું છું. તેમ તમે પણ ઈંદ્ર સરખા કાંત્તીવાળા ત્રણ લોકના અધીપછો. ૩૨

इत्युक्तास्तेमयायासर्वेनिःस्मृताहितवोदरात् ॥
.एतत्सर्वसमाख्यातंयत्पृष्टोहंत्वयानघे ॥ ३३ ॥

અર્થ.—એમ જ્યારે મેં કહ્યું ત્યારે એ સઘળાઓ તારા પેટથી બહાર નીકળ્યા. હે મા જે તમે મને પુછ્યુ તે સઘળું મેં તમને કહ્યું ૩૩

किंकर्वाणिहितत्तेध्यकथयस्वममादरात् ॥
श्रुत्वादितिस्तदोवाचपुरतोह्निपुरंदरं ॥ ३४ ॥

અર્થ.—હે મા મને કહે તારૂં શું કામ છે તે આદરથી હું કરૂં. એવું ઈંદ્રનું કેહેવું સાંભળી પોતાની પાસે ઉભેલા ઇંદ્રને કહેવા લાગી. ૩૪

एतेषांपोषणंपुत्रनैकयासंभविष्यति ॥
तदासस्मारधातारंशतक्रतुरकल्मषः ॥३५॥

અર્થ—હે પુત્ર મારા એકલાથી આ ઘણાનું પોષણ શી રીતે થશે, ત્યારે પાપ રહીત ઇંદ્રે બ્રહ્માનું સ્મરણ કર્યું. ૩૫

प्रादुरासीत्तदाधातासर्वलोकपितामह ः ॥
स्मृतमात्रस्तदादेवैःपुत्रैश्चसनकादिभिः ॥ ॥३६॥

અર્થ—તે વખત સર્વ લોકના પીતા મહ બ્રહ્માદેવ પોતાના પુત્ર શનકાદીક સહીત પ્રગટ થયા, ૩૬

धाताप्रोवाचभोवत्सस्मृतोहंकेनहेतुना ॥
कथयस्वस्वकिंयत्तंकार्ययन्मनसेप्सितं ॥३७॥

અર્થ—બ્રહ્મા કહે છે હે પુત્ર મને શા માટે બોલાવ્યો, તારા મનનો જે કાંઈ વિચાર હોય તે મને કહે. ૩૭ .

धातुर्वचनमाकर्ण्यशक्रःप्रोवाचसत्वरं ॥
एतेवैमरुतोदेवाःसमुद्भूतादितेःसुताः ॥३८॥

અર્થ—બ્રહ્માનું વચન સાંભળી જલદીથી ઈંદ્ર બોલ્યો, હે પીતામહ દીતી થકી આ સર્વ વાયુ દેવતાઓ ઉત્પન્ન થયા. ૩૮

संख्ययैकोनपंचाशत्तत्तेषांपोषणेक्षमा ॥
दितिर्दैत्यस्यजननीतेषांधातर्विमृग्यतां ॥३९॥

અર્થ-હે બ્રહ્મદેવ, એમનો મેં નાશ કર્યો તોપણ ઓગણપચાસ વાયુદેવો થયા, દૈત્યની આ રીતી એમનું પોષણ કરવા સમર્થ નથી માટે એમના પોષણનો વિચાર કરો. ૩૯

श्रुत्वावाक्यंशतक्रतोर्धातासस्मारवाडवं ॥
प्रादुरासीतदात्तत्रवाडवोपितृसंन्निभः ॥४०॥

અર્થ-ઈંદ્રનું વચન સાભળી બ્રહ્માએ વાડવનું સ્મરણ કર્યું. ત્યારે બ્રહ્માની તુલ્ય એવા વાડવ પ્રગટ થયા. ૪૦

कथंस्मृतोस्मिलोकेशकार्यंकथयमाचिरं ॥
श्रुत्वात्रेयस्यवचनंधाताप्रोवाचपुत्रकाः ॥४१॥

અર્થ-હે ત્રીલોકના પીતા મને શા માટે બોલાવ્યો તે વાર ન લગાડતાં મને કહો આવું વાડવનું વચન સાંભળી બ્રહ્મા બોલ્યા ૪૧

सृजपुत्रान्सभार्यस्त्वंमरुतांसेवनेछया ॥
कुशरूपान्पुरंवोक्तान्तप्यतस्तपमुत्तरं ॥ ४२ ॥

અર્થ-હે પુત્ર આ વાયુદેવની શેવા માટે સ્ત્રીઓ સહીત પુત્ર ઉત્પન્ન કરો. પ્રથમે મેં કહ્યું છે કે તપસ્વી દર્ભરૂપ પુત્રો ઉત્પન્ન કરો ૪૨

चतुर्विंशतिसंख्याकान्वाडवान्वायडाभिधान् ॥
वैश्यान्शुद्रान्प्रियायुक्तान्कुरुष्वाद्विगुणंततः ॥४३॥

અર્થ—વાયડા નામના ચોવીશ બ્રાહ્મણો ઉત્પન્ન કરો અને વૈશ્ય શુદ્ર તેમને પણ સ્ત્રીઓએ યુકત તેથી બમણા ઉત્પન્ન કરો. ૪૩

तेषांपुत्राश्चपौत्राश्चवणिजःकीर्त्तिवर्द्धनाः ॥
वायडाख्याभविष्यंतितसर्वेषांवायुदेवताः ॥४४॥

અર્થ—તેમના પુત્ર, પૌત્રે કરી ઘણાંક ત્યારે કીરતી વધારનાર વૈશ્યો (વાણીયા) ઉત્પન્ન થશે ને તેમના સર્વે વાયુદેવ કુળદેવ થશે. ૪૪

मर्यादास्थापितापूर्वंचतुर्विंशतिसंख्यया ॥
सहस्त्रंतेभविष्यंतितदर्धंतेद्विजोत्तमाः ॥ ४५ ॥

અર્થ—ચોવીસની સંખ્યાએ કરી પ્રથમ મર્યાદા બાંધી પણ હજાર વાણીયાઓ થશે અને તેનું અરધ ઉતમ બ્રાહ્મણો થશે. ૪૫

ब्राह्मणैकंतद्वैश्यौपालयिष्यंतिसंमताः ॥
वातार्थंयेसमुत्पन्नाःवायडाख्याःस्मृताहिते ॥४६॥

અર્થ—પ્રથમ ચોવીસ સંખ્યાએ કરી મર્યા સ્થાપન કરી પણ

તે હજાર રૂપે થશે અને તેનું અર્ધ બ્રાહ્મણો થશે. ૪૬

अत्रैवनगरंभूरिभविष्यंतिमनोरमं ॥
धनधान्यसमायुक्तंवेदघोषसमन्वितं ॥ ४७ ॥

અર્થ—એ સઘળા એક બ્રાહ્મણને બે વૈસ્ય થઈ પાલણ કરે એ રીતે સઘળાઓ પણ વનેશે પણ એમને વાયુદેવને માટે ઉત્પન કર્યો માટે વાઅડા એ પ્રમાણે કેહેવાશે. ૪૭

एतेषांकुलदेवीयंतववापिभविष्यति ॥
एतस्याःसलिलैःस्नातावायटास्वर्गभाजिनः ॥ ४८ ॥

અર્થ—આ જગામાં ઘણું સુંદર મોટું શેહેર ઘણા ધન ધાન્યે યુકત અને વેદના ઘોસે યુકત એવું થશે. ૪૮

चुडाकर्णसमागस्ययेकरिष्यंतिवायडाः ॥
तेसर्वेपापनिर्मुक्ताभविष्यंदिवोर्थिनः ॥ ४९ ॥

અર્થ—આ જગામાં આવી જે વાયડાઓ ચૌળ કર્માદી સંસ્કારો કરશે તે સર્વે પાપથી મુકત થઈ સ્વર્ગને પામશે. ૪૯

जन्मकालेतथामुंजिबंधनेथपरिग्रहे ॥
प्रियायास्तोपायिष्यंतिब्राह्मणांस्तेदिवोर्थिनः ॥ ५० ॥

અર્થ—આ જગામાં જન્મકાળે તથા જનોઈ વખતે તથા કન્યા પરણાવતી વખત જે સ્ત્રીઓ ને બ્રાહ્મણોનું પોષણ કરશે તે પણ સ્વર્ગને પામશે. ૫૦

वाप्यर्थंयेधनंकिंचिल्लब्धंनिस्सारयिष्यति ॥
येविंशांशंवादशांवातेषांलाभस्त्वनर्गल ः ॥ ५१ ॥

અર્થ—જે કોઈ પોતાની પાસે રહેલા દ્રવ્યનો વીસમો અથવા દસમો ભાગ આ વાવ્યના કામમાં નાખશે તેને પણ અમુલ્ય એવી સ્વર્ગની પ્રાપ્તી થશે. ૫૧

वाप्यंतेब्राह्मणान्भक्त्याभोजयिष्यतिशक्तितः ॥
दारिद्रैःनैवपीडयंतेतेनराःस्वर्गगामिनः ॥ ५२ ॥

અર્થ—આ વાવ્ય સમીપ જે કોઈ પોતાની શકતી પ્રમાણે શ્રધાથી બ્રાહ્મણ ભોજન કરશે તે દરીદ્રપણાથી મુકાઈ સ્વર્ગમાં જશે. ૫૨

तामेववाडवादिसमर्चयिष्यंतिवायडाः ॥
तेसर्वेरृणनिर्मुक्ताःभविष्यंतिमहत्तराः ॥ ५३ ॥

અર્થ—હે વાડવાદીત્ય તમારી પુજા પણ જે વાયડા કરશે તે સઘળા રણથી મુક્ત થઈ મોટા પદને પામશે. ૫૩

मातरःसंस्थितावाप्यांपूजविष्यंतितावकाः ॥
तेषांपुत्राश्चपौत्राश्चवाद्धिमेष्यंतिविश्रुताः ॥ ५४ ॥

અર્થ—આ વાવમાં જે માત્રીકા રહેલીઓ છે તેની પણ જે તારી પ્રજાઓ પુજા કરશે તે પુત્ર પૌત્રાદીક ઘણી સમૃધીને પામશે. ૫૪

तवैतेमानसाःपुत्राःवाडवावणिजस्तथा ॥
वायडाख्याभविष्यंतिद्धिंयास्यंतितेपरां ॥ ५५ ॥

અર્થ—હે વાડવ આ વાયડા વૈશ્ય અને બ્રાહ્મણ એ માનસીક પુત્ર છે તે આ લોકમાં ઘણી વૃધી પામશે. ૫૫

चत्वारःसंतियेकुंडाःरस्माभिर्निमितापुरा ॥
तत्रस्नास्यंतियेलोकास्तेयास्यंतिहरेःपदं ॥ ५६ ॥

અર્થ-આ જગામાં પ્રથમ ચાર કુંડ નીર્માણ કરેલા છે તેમાં જે સ્નાન કરશે તે પણ ભગવાનના પદને પામશે. ૫૬

नगराधोवहापुन्यानदीनाम्नाद्विनाशिनी ॥
तस्यांस्नातोनरःसघ्यःसर्वपापैःप्रमुच्यते ॥ ५७ ॥

અર્થ-આ શહેરની પાછળ વેહેનારી દ્વીનાશીના નામે પવીત્ર નદી છે તેમાં નહાનારા મનુશ્ય તત્કાળ પાપથી મુકાય છે. ૫૭

तस्मात्त्वंमानसान्पुत्रान्वायडाख्यान्ममाज्ञाया
सृजसंभूयसींद्धिंभूमौयास्यंतितेपरां ॥ ५८ ॥

અર્થ-તે માટે તમે મારી આજ્ઞાથી વાયડા નામના પુત્રોને મનથી ઉત્પન્ન કરો તે પુત્રો આ લોકમાં ઘણીક વૃદ્ધી પામશે. ૫૮

सूतउवाच॥ इत्युक्तोवाडवादित्योवाडवाख्यानद्विधाकृतीन्॥
वैश्यान्द्विजाश्चससृजेसभार्यान्कुशनिर्मितान् ॥ ५९ ॥

અર્થ-સૂત કહે છે. એ પ્રમાણે બ્રાહ્મણના વચનથી વાડવાદીત્ય નામના રૂશીએ બે પ્રકારની આકૃતીવાળા એટલે બ્રાહ્મણને વૈશ્યને સ્ત્રીઓ સહીત દર્ભ થકી નીર્માણ કર્યા. ૫૯

ब्रह्मणोवचनात्सर्वेयौवनोद्भवशोभावाः ॥
बभूवुर्दिव्यरूपास्तेसर्वांगैसुमनोहराः ॥ ६० ॥

અર્થ-બ્રહ્માના વચનથી યુવા (જવાન) વસ્થા પામેલા અને

સર્વાંગે શોભીતા મનોહર રૂપે થયા. ૬૦

तानेकैकंसुरंबालमर्पयामासविश्वकृत् ॥
शुश्रुद्धंसुरान्वायूनभवतांप्रीतिवर्द्धनान् ॥ ६१ ॥

અર્થ—એક એક બાળકને એક એક દેવની સેવામાં રહેવા બ્રહ્માએ આજ્ઞા કરી કે હે બાળકો તમારી પ્રીતી વધારનાર વાયુદેવનું તમે સેવન કરો. ૬૧

इत्युक्त्वातान्प्रौष्टपद्यांषष्ठ्यांसंस्नाप्यबालकान् ॥
अर्पयामासशुक्लायांतिथौतानादितिनंदनान् ॥ ६२॥

અર્થ-એ રીતે કહ્યો તે બાળકોને ભાદરવા સુદી છઠને દીવસે સ્નાન કરાવી દીતીના પુત્રોને અર્પણ કર્યા. ૬૨

स्नापितावायवःसर्वेतस्मात्संस्नायिनीतिथिः
वायवश्चसमुत्पन्नायस्यांस्नाताह्यलंकृताः ॥ ६३ ॥

અર્થ-તે દીવસે સરવે વાયુદેવને સ્નાન કરાવ્યું માટે સ્નાનની તીથી થઈ અને ઉત્પન્ન થએલા વાયુદેવો પણ તે તીથીમાં સ્નાન કરી અલંકારથી સુશોભીત થયા. ૬૩

पुनस्तेसप्तमेमासेचैत्रषष्ठ्यांतथारवौ ॥
डोलारूढा॥ कृतायस्मात्तस्माद्विडोलिनीमता ॥६४॥

અર્થ-ફરીથી સાતમે મહીને એટલે ચઈતર સુદ ૬ ને રવીવારે ડોળારોહ કર્યો તેથી વીડોળીની નામે તીથી કહેવાઈ. ૬૪

तस्यांमहोत्सवंयेवैकरिष्यंतिहिमानवाः ॥
वायुबाधाविनिर्मुक्ताभविष्यंतिमहाबलाः ॥ ६५ ॥

અર્થ-તે તીથીમાં જે માણસો મોટા ઉચ્છવ કરે તે વાયુદેવની પીડાથી મુકત થઇ મહા બળવાન થશે. ૬૫

इत्युक्त्वांतर्दधेधाताब्रह्माद्यैर्मुनिश्वरैः ॥
वाडवादित्यतनयावासयांचक्रिरेपुरं ॥ ६६ ॥

અર્થ-એમ કહી બ્રહ્મા દેવ ને સનકાદીક રૂષી સહીત અંતરધ્યાન થયા વાડવાદીત્યના પુત્રો તે શહેરમાં નીવાશ કરી રહ્યા. ૬૬

वायडाख्यंमहादिव्यंचतुर्योजनविस्तृतं ॥
दिव्यनारिनरैर्युक्तंदिव्यप्राकारगोपुरं ॥ ६७ ॥

અર્થ-વાયડ નામનું મોટું શેહેર ચાર યોજનમાં વીસ્તારવા-

ળું છે અને સુંદર સ્ત્રીઓ, પુરૂષ તથા સુશોભીત કીલ્લા, દરવાજા એ યુકત છે. ૬૭

वाडवादित्यतपसानिर्मितंविश्वकर्म्मणा ॥
स्थित्वाद्वादशवर्षाणिवायवोतिबलान्विताः ॥ ६८ ॥

અર્થ—વાડવાદીત્યના તપે કરી વીશ્વકર્માએ નીર્માણ કરેલું. ત્યાં આગળ બાર વર્ષ રહી વાયુદેવો ઘણા બળવાન થયા. ૬૮

दिवासमंययःसर्वेदेवराजनिमंत्रिताः ॥
स्थाप्यपुत्रांश्चपौत्रांश्चवाडवोमुनिसत्तमः ॥ ६९ ॥

અર્થ—દેવતાઓના રાજા ઇંદ્રે આજ્ઞા કરેલા સઘળાઓ દીતી સાહીત ગયા. મુનીઓમાં ઉત્તમ એવા વાડવે પણ પુત્ર પૌત્રને ત્યાં રાખ્યા૬૯

आराध्यंदवदेवेशंविष्णोसदनमेयिवान् ॥
एतत्सर्वसमाख्यातंयत्पृष्टोहंपुराद्विजाः ॥ ७० ॥

અર્થ—દેવના પણ દેવ અને જગત માત્રને પૂજવા યોગ્ય એવા વિસ્નુંના પદને વાડવાદીત્ય પામ્યા. સુત કહે છે હે બ્રાહ્મણો જે વાત તમે પુછી તે સઘળું મે તમને કહ્યું. ૭૦

वायोर्जन्ममयैवोक्तंकिंभूयःश्रोतुमिछथ ॥
व्यासाछ्रुतंमयायद्वद्युष्मद्भ्यस्तंनिवेदितं ॥ ७१ ॥

અર્થ—વાયુની ઉત્પતી મેં તમને કહી. હવે શું સાંભળવા ઇચ્છો છો. વ્યાસના મુખ થકી જે રીતે મેં સાંભળ્યું હતું તે મેં તમને કહ્યું. ૭૧

श्रुत्वातच्छौनकाद्यामुनिवरनिकरःपूजयामासुहृष्टाः
सूतंसर्वार्थविज्ञंगुणगणसहितंव्यासपत्रैसमानं ॥
भूयःपपृच्छुहृष्टाःपवनसुतभवंवानरीयांविशेषाद्वि
ख्यातंविश्ववंद्यंप्लवगबलपतिंराममित्रंमहिष्टं ॥ ७२ ॥

इतिश्रीवायुपुराणेवाडवादित्यमहात्म्येपंचमोध्यायः ॥५॥

અર્થ—સૌનકાદીક બ્રાહ્મણો વાયુની ઉત્પતી સાંભળી ઘણો હર્ષ પામી સર્વે અર્થને જાણનાર ગુણના ભંડાર અને શુકદેવજીની તુલ્ય એવા સુત પુરાણીને ફરીથી જગત માત્રને પુજવા યોગ્ય વાનરના સેનાપતી રામચંદ્રજીના પરમ પ્રીય એવા હનુમાનની ઉતપતી વાનરી જાતીમાં કેમ થઈ તે પુછવા લાગ્યા. ૭૨

ઇતી શ્રી વાયુપુરાણે વાડવાદીત્ય મહાત્મે ગુરજર ભાષાયાં પાંચમો અધ્યાય થયો.

## अध्याय ६ ठो.

॥ सूत उवाच ॥ शृण्वंतुऋपयःसर्वेकथांपौराणिकींशुभां॥
मारुतेश्चसमुत्पत्तिमंजन्यांहिमहात्मनः ॥ १ ॥

અર્થ-સુત કહે છે હે રસીઓ પુરાણ સંબંધી સુંદર કથા સાંભળો કે જેમાં મહાત્મા એવા હનુમાનની ઉતપતી અંજનીને વીશે થઈ ૧

पुराकृतयुगेविप्राराजासीतपृथवीपतिः ॥
अंबरीषोतिविख्यातोविष्णुभक्तःप्रतापवान् ॥ २ ॥

અર્થ-હે બ્રાહ્મણો પુર્વે પૃથ્વીનો પતી વીશ્નુનો ભકત મહા પ્રતાપી ઘણો વીખ્યાત અંબરીશ નામનો રાજા થયો. ૨

तस्यपुत्रीभवेच्छेष्टात्रिषुलोकेषुविश्रुता ॥
सुलक्षणातिरुपाढ्यारूपिणीश्रीरिवापरा ॥ ३ ॥

અર્થ-તે રાજાને ત્રણ લોકમાં વીખ્યાત લક્ષ્મીજી સરખી કાંતીવાન સુલક્ષણા નામે શ્રેષ્ટ કન્યા ઉત્પન થઈ. ૩

तांविलोक्यविशालाक्षीमंबरीषोमहीपतिः ॥
चिंतयामासमनसाकस्मैदेयासुताधुना ॥ ४ ॥

વીસાળ નેત્રવાળી એ કન્યાને જોઈ પ્રથવી પતી અંબરીસ રાજા મનમાં વીચાર કરવા લાગ્યા કે આ કન્યા કોને આપવી. ૪

देवेनतादृशोरूपेनासुरेनचमानवे ॥
यस्मैददामितयांरूपयौवनशालिनीं ॥ ५ ॥

અર્થ-આ કન્યાની બરોબર દેવ, દૈત્ય મનુષ્યરૂપ યુવાવસ્થા અને સ્વભાવે યોગ્ય વર નથી. ૫

एवंचिंतयतस्तस्यसनकाद्यामुनीश्वराः ॥
समाजग्मुविशेषेणराज्ञःसंभाषणेच्छया. ॥ ६ ॥

અર્થ-આ પ્રમાણે ચીંતા કરતા રાજાની સાથે સનકાદીક રશીઓ ભાશણ કરવાની ઈચ્છાથી ત્યાં આવ્યા. ૬

तान्विलोक्यमहाबाहुस्त्यक्त्वासनमादरात् ॥
दंडवत्संततोभूमावर्घ्यपाद्यमुपाहरत् ॥ ७ ॥

અર્થ—સનકાદીકને જોઈ મોટા હાથવાળા રાજાએ પોતે ઉભો થઈ આદર સહીત દંડવત નમસ્કાર સનકાદીકને કર્યો. ૭

पूजयित्वाद्विजान्सर्वान्भक्तिभावेनभूपति: ॥
पपृच्छानामयंतेभ्यस्तैपृष्टःपूर्वमेवहि ॥ ८ ॥

અર્થ—રાજાએ સર્વે બ્રાહ્મણોની ભકતીભાવે પુજા કરી અને આરોગ્યપણું પુછયું ને શનકાદીકે પણ રાજાને આરોગ્યપણું પુછયું. ૮

पुत्रीसुलक्षणाराज्ञोमुनीनांवंदनेछय ॥
समागच्छद्विशालाक्षीसखिवृंदपुरस्कृता ॥ ९ ॥

અર્થ—સુલક્ષણા નામની રાજ કન્યા મુનીઓને નમસ્કાર કરવા પોતાની સખીઓને આગળ કરી વિશાળનેત્રવાળી તે રૂષીઓ પાસે આવી. ૯

नत्वाजगामभवनंयदाचार्वायतेक्षणा ॥
मुनिपपच्छभूपालंकस्मैदास्यसिकन्यकां ॥ १० ॥

અર્થ-સુંદર અને વીશાળ નેત્રવાળી કન્યા મુનીઓને નમસ્કાર કરી જયારે ઘરમાં ગઈ ત્યારે સનકાદીકે રાજાને પુછયું કે હે રાજા આ કન્યા કોને આપશો. ૧૦

चिंचितोस्तित्वयाकश्चिद्वरश्चेतासितावके ॥
पुत्र्युत्पन्नायदागेहेतदाचिंह्यनर्गला ॥ ११ ॥

અર્થ—હે રાજા તારા મનમાં કયો વર તેં ધારેલો છે કેમકે પુત્રી ઉત્પન્ન થાય ત્યારે મનમાં ચીંતા રહે છે. ૧૧

बाल्येयौवनवार्द्धक्येकन्यकापितदूषणं ॥
भवत्येवंसदारक्ष्यापित्राभ्रांत्राथबंधुभिः ॥ १२ ॥

અર્થ-બાલ્યાવસ્થા, વૃધાવસ્થા, યુવાવસ્થાને વીશે પણ કન્યા બાપને દુષણરૂપ છે માટે નીરંતર બાપ, ભાઈ, સગાંવાલાંએ કન્યાનું રક્ષણ કરવું. ૧૨

कन्यायस्यगृहेराजनसशोचतिदिवानिशं ॥
पूर्वंप्रदानजाचिंतापश्चात्छ्वसुरगेहजा ॥ १३ ॥

હે રાજા જેના ઘરમાં કંન્યા છે તે નીરંતર શોક કરે છે. પ્રથમ કન્યા આપવાની ચીંતા. પછી સાસરાના ઘર સબંધી ચીંતા રહેછે. ૧૩

दुःखितायांमहद्दुःखंसुखितायांभवेत्सुखं ॥
तस्मात्कन्यागृहेयस्यसनरोदुःखभाजनं ॥ १४ ॥

કન્યાના દુખે દુખ ને સુખે સુખ માટે જેને ઘેર કન્યા છે તે દુખને પાત્ર છે. ૧૪

कन्याप्रदानात्पुयंतेपितरःसप्तवंशजाः ॥
स्माद्वांछंतिमनुजाःकन्याजन्ममहत्फलं ॥ १५ ॥

હે રાજા કન્યાદાનથી સાતવંશના પીત્રીઓ પવીત્ર થાય છે તે માટે મનુસ્યે મોટું જેમાં ફળછે એવું કન્યાનું જન્મ ઇચ્છે છે. ૧૫

सुपात्रेयेनवैदत्ताकन्याकनकभूषणा ॥
दत्तातेनधरासर्वासशैलवनकानना ॥ १६

અર્થ—જેણે સોનાના અલંકાર સહી સારૂ પાત્ર જોઈ કન્યાદાન કર્યું. તેને પર્વતને વને સહી સર્વ પૃથ્વીનું દાન કર્યા બરોબર ફળછે. ૧૬

मानुषंजन्मलब्ध्वैवनदत्ताकन्यकाकरे ॥
वरस्यवेदविधिनातस्यजन्मनिरर्थकं ॥ १७ ..

અર્થ—મનુષ્યનો જન્મ પામી શ્રેષ્ટ વરના હાથમાં જેણે કન્યા દાન ન કર્યું તેનો જન્મ અર્થ વગરનોછે. ૧૭

पुत्रादपिप्रशंसंतिकन्याजन्ममुनिश्वराः ॥
यदानाज्जायतेस्वर्गःपितृभिःसप्तवंशजैः ॥ १८ ॥

અર્થ—હે રાજા કેટલાક મુનીયો પુત્ર જન્મ કરતાં કન્યાના જન્મને વખાણે કેમકે કન્યાદાનથી સાતવંશના પીત્રીઓ સ્વર્ગ પામેછે. ૧૮

तस्माद्देहिसुतांराजन्वरायविधिनोदितां ॥
कन्याप्रौढासवैरक्ष्यासदाश्रेयमभिप्सुभिः ॥१९॥

અર્થ—હે રાજા શાસ્ત્ર પ્રમાણે સુંદરવરને જોઈ દાન કરો, કેમકે કલ્યાણ ઇચ્છનાર પુરૂષોએ મોટી ઉમરની કન્યા ઘરમાં રાખવી નહીં. ૧૯

रजस्वलागृहेयस्यकन्याभवतिदुःकृते ॥
नदेवाःप्रतिगृह्णंतिहव्यंकव्यंपितृगणाः ॥ २० ॥

અર્થ—જેના ઘરમાં રજસ્વલા થતા સુધી કન્યાદાન ન દીધુ તો તેના ઘરમાં દેવને પીત્રી લોકો હવ્યને કવ્ય ગ્રહણ કરતા નથી. ૨૦

तस्माद्देहिमहीपालकन्यांकमललोचनां ॥
वरंविलोक्याभिमतंनोत्कष्टंनाधमंकुलात् ॥ २१ ॥

અર્થ—હે પ્રથ્વી પતી રાજા તે માટે કમળ સરખાં નેત્ર વાળી

આ કન્યાને અધમ નહી તે ઉત્તમ નહીં એટલે બરોબરીઆ વર-
ને આપો. ૨૧

ययोरेवसमंवित्तंकुलमैश्वर्यबांधवान् ॥
तस्मैकन्याप्रदातव्यानोत्तमाधमयोःकरे ॥ २२ ॥

અર્થ—જેમને દ્રવ્ય કુળ ઐશ્વર્ય બંધુ બરોબર છે તેને કન્યા
આપવી. ઉત્તમ અથવા અધમને કન્યા આપવી નહીં.૨૨

उत्तमेदीयतेकन्यामानंतस्यानवाभवेत् ॥
नमानयतिभर्त्तारंकन्याधमकरेगता ॥ २३ ॥

અર્થ—ઉત્તમને કન્યા આપવાથી માન પામે નહીં ને અધમને
આપવાથી પોતાના સ્વામીને ગણે નહીં. ૨૩

श्रुत्वामुनीनांवचनंराजाप्रोवाचसत्वरं ॥
कस्मैददामिदेवर्षेवरंकथयशोभनं ॥ २४ ॥

અર્થ—સનકાદીકનું વચન સાંભળી રાજા બોલ્યો. હે રૂષિઓ
સારો વર બતાવો હું કોને આપું. ૨૪

यंचेतसानयाम्येवतत्रपश्यामिदूषणं ॥
कुलंतत्रनवाशीलंशीलंतत्रनवाधनं ॥ २५ ॥

અર્થ—મારા મનમાં જે વરનો વિચાર કરૂંછું તેમાં દુષણ દે-
ખુંછું કે જ્યાં કુળ ત્યાં સ્વભાવ નહીં ને સ્વભાવ ત્યાં ધન નહીં.૨૫

धनंयत्रनवाविद्यांसर्वंनैकत्रदृश्यते ॥
वयोवित्तंकुलंविद्यांदृष्ट्वाकन्याप्रदीयते ॥ २६ ॥

અર્થ-ધન હોય ત્યાં વીધા નહીં, વીધા, ધન એ સર્વ એક ઠેકાણે
નથી. વય, વીત્ત. કુળ વીધાને જોઇ કન્યાદાન કરવું. ૨૬

इतिवेदविदःसर्वेवदंतिविबुधर्षभाः ॥
तस्मात्त्वंब्रुवत्वभिमतंवरंपरमशोभनं ॥ २७ ॥

અર્થ-એ પ્રમાણે વેદને જાણનાર સર્વ પંડીતો કહે છે માટે આ
કન્યાને યોગ્ય સુંદર વર બતાવો. ૨૭

श्रुत्वाराज्ञःसुवचनंसनकाद्याःमुनीश्वराः ॥
प्रोचुःप्रणयसंयुक्तमंबरिषमहीपतिं ॥ २८ ॥

રાજાનું વચન સાંભળી સનકાદીક મુનીઓ ઘણા સ્નેહ વાળા
પ્રથવીપતી અંબરીશ રાજાને કેહેવા લાગ્યા. ૨૮

राजनभिमतौलोकेवरावत्यंतशोभनौ ॥
नारदांगिरसौदेवौमानसौद्रुहिणात्मजौ ॥ २९ ॥

હે રાજા? અત્યંત સુંદર લોકને માનવા યોગ્ય બ્રહ્માના માનસીક પૂત્ર નારદને અંગીરસ એ વર કન્યાને યોગ્ય છે. ૨૯

तयोरेकंसमाहूवब्रह्मणस्तौवरात्मजौ ॥
• विख्यातौत्रिषुलोकेपुनारदांगिरसावुभौ ॥ ३० ॥

અર્થ-એ બેમાંથી એકને બોલાવી પોતાના ઘરમાં રહેલો કમળ પત્ર સરખાં નેમવાળી આ કન્યાને શાસ્ત્ર વીધીએ કરીને આપો. ૩૦

स्वयंवरेसमाहुयब्रह्मणस्तौवरात्मजौ ॥
विख्यातौत्रिषुलोकेपुनारदांगिरसावुभौ ॥ ३१ ॥

અર્થ-બ્રહ્માના માનશીક પૂત્ર અને ત્રણ લોકમાં વીખ્યાત એ નારદ ને અંગીરા નામના પૂત્રાને સ્વંવરમાં બોલાવો. ૩૧

देहिकन्यांनृपश्रेष्टद्वयोर्मध्येसुतेछया ॥
द्वयोस्तयोःसमानोवैत्रिषुलोकेनविद्यते ॥ ३२ ॥

અર્થ-એ કન્યાની ઈચ્છા પ્રમાણે એ બેમાંથી એકને આપો કેમકે ત્રણ લોકમાં એ બે બરોબર વર નથી. ૩૨

श्रुत्वाप्रोवाचनृपतिःसनकादिन्मुनीश्वरान् ॥
यूयंगत्वातयोःपार्श्वेकथयंतुममोदितं ॥ ३३ ॥

અર્થ-સનકાદીકનું વચન સાંભળી રાજા તેને કહેવા લાગ્યા કે હે રૂશીઓ તમે ત્યાં જઈ મારૂ વ્રતાંત્ત તેમને કહો. ૩૩

राजाददातिवांकन्यांद्वयोरेकंवरिष्यति ॥
सनकाद्यास्ततोगत्वानारदांगिरसांतिके ॥ ३४ ॥

અર્થ-સનકાદીક રૂશીઓ નારદને અંગીરા પાસે આવી તેમને કહેવા લાગ્યા કે તમને રાજાએ કન્યા આપવા શારૂ બોલાવ્યા છે. તે બેમાંથી એકને કન્યા વરશે. ૩૪

चक्रुर्निवेदयांसर्वेराज्ञायत्समुदाहृतं ॥
श्रुत्वातावतिहृष्टांगौप्रोचतुस्तान्मुनीश्वरान्॥ ३५ ॥

અર્થ-રાજાનું કહેલું સર્વ વ્રતાંત્ત સનકાદીકે નારદ ને અંગીરાને કહ્યું. તે સાંભળી ઘણા હર્ષ પામી સનકાદીકને કહેવા લાગ્યા. ૩૫

पित्रोर्निवेद्यतांसर्वंपितायद्वैवदिष्यति ॥
निर्व्यलीकंकरिष्यामभवद्भिर्यदुदाहृतं ॥ ३६ ॥

અર્થ—હે સનકાદીક રૂશીઓ તમે પીતામહ બ્રહ્મા પાસે જઇ સઘળુ વૃત્તાંત કહો અને જે રીતે પીતા કહેશે તે પ્રમાણે અમે સત્ય કરીશું.૩૬

सनकाद्यास्ततोगत्वाब्रह्मणोंतिकमादरात् ॥
चक्रुर्निवेदयांसर्वेनारदोंगिरसोदितं ॥ ३७ ॥

અર્થ—સનકાદીક રૂશીઓ બ્રહ્મા પાસે જઈ નારદને અંગીરાનું કહેલું સર્વ વૃતાંત કેહેવા લાગ્યા. ૩૭

विधिःप्रोवाचसनकंराज्ञासम्यक्विचारितं ॥
द्वयोरेकतमंपुत्रंप्रीयतांनृपनंदिनी ॥ ३८ ॥

અર્થ—બ્રહ્મા સનકાદીકને કહેછે કે રાજાએ સારૂ વીચાર્યું કેમકે એ બેમાંથી એક પુત્રને એ રાજ કન્યા સુખેથી વરશે. ૩૮

सनकस्तुतदाकर्ण्यराज्ञेसर्वन्न्यवेदयत् ॥
राजाश्रुत्वाप्रसन्नोभूत्तनयोद्वाहनंप्रति ॥ ३९ ॥

સનકાદીક બ્રહ્માનું વચન સાંભળી રાજાને સર્વ વ્રતાંત્ત કહ્યું. રાજા કન્યાનો વીવાહ સાંભળી ઘણા પ્રસન્ન થયા.] ૩૯

स्वयंवरस्यरचनांचकारनृपनंदनः ॥
देवानिमंत्रितासर्वेब्रह्मविष्णुपुरोगमाः ॥ ४० ॥

અર્થ—પ્રસન્ન થએલા અંબરીશ રાજાએ ઘણીક સ્વયંવરની રચના કરીને ત્યાં બ્રહ્મા વીષ્ણું અને રૂદ્ર આદી સઘળા દેવોને આમંત્રણ કર્યું. ૪૦

ऋषयोमानवादैत्यानागायक्षामहोरगाः
निमंत्रितामहीपेनगमनायोद्यताभवन् ॥ ४१ ॥

અર્થ—રૂશીઓ, મનુષ્યો, દૈત્ય, નાગલોક, યક્ષ, ઉરગ એટલાઓને રાજાએ સ્વયંવરમાં આમંત્રણ કરી બોલાવ્યા. ૪૧

श्रुत्वांवरीपनृपतेस्तनयामहीष्टंश्रुत्वाविवाहसचरूष्टतरावभूवुः ॥
सभृत्यकाःसवनितासमुतासवर्गाराजग्मुराजभवनेरमणीयवेषाः ४२

અર્થ—અંબરીશ રાજાની સુલક્ષા નામની કન્યાનો વીવાહ સાંભળી ઘણા પ્રસન્ન થએલા દેવ મનુસ્ય યક્ષ ગંધર્વાદી સર્વ લોકો

પોતાની સ્ત્રીઓ અને આપ્ત વર્ગ સહીત સુંદર અલંકાર વસ્ત્ર ધારણ કરી ત્યાં આવ્યા. ૪૨

इतिश्रीवायुपुराणेमारुतोत्पत्तौषष्ठोऽध्यायः ॥ ॥ ६ ॥ ॥

ઈતીશ્રી વાયુપુરાણે મારુતોપત્તો ગુર્જર ભાષાયાં ૬ અધ્યાય.

---

## अध्याय ७ मो.

---

सूतउवाच ॥ सुलक्षणायाःसंश्रुत्यरूपलावण्यसौरसं ॥
नारदश्चितयामासकिंकर्त्तव्यंमयाधुना ॥ १ ॥

સૂત કહેછે—સુલક્ષણાનું રૂપ અને લાવણ્ય પણું સાંભળી નારદને ચીંતા થઈ કે આ કન્યા મને કયમ મળે. ૧

अंगिरारूपसंपन्नोमत्तोपिकथ्यतेबुधैः ॥
तंवरिष्यंतिसाबालाद्वयोस्तत्रसमागमे ॥ २ ॥

અર્થ—અંગીરા મારા કરતાં પણ ઘણો રૂપવાન છે. એમ ઘણાં લોકો કહે છે તો સ્વયંવરમાં એ કન્યા નક્કી અંગીરાને વરશે. ૨

तदातस्यमहत्श्लाघाममनिंदाभविष्यति ॥
यदामांवृणुतेबालातदात्रैलोक्यसुंदरः ॥ ३ ॥

અર્થ—અંગીરાની મોટી કીર્તી થશે. ને મારી ઘણી નીંદા થશે. જ્યારે મને એ કન્યા વરે ત્યારે હું ત્રણ લોકમાં શ્રેષ્ટ કહેવાઉં.૩

नमत्तोप्यधिकःकश्चित्त्रिषुलोकेचराचरे ॥
अंगिराचेत्पतिस्तस्यास्तदातेनजगज्जितं ॥ ४ ॥

અર્થ—જો એ કન્યા મને વરે તો આ ત્રણ લોકમાં હું મોટો કહેવાઉં, અને અંગીરાને એ કન્યા વરેતો ત્રણ લોકમાં એ શ્રેષ્ટ કહેવાય. ૪

इत्थंविचार्यमनसाविष्णोःपार्श्वमुपेयिवान् ॥
दृष्ट्वाविष्णुस्तदोवाचनारदंदिव्यदर्शनं ॥ ५ ॥

અર્થ—એમ મન સાથે વિચારી નારદ મુની વીષ્ણું પાસે ગયા ત્યારે દીવ્ય જેનું દરશન છે એવા નારદને જોઇ વીષ્ણું બોલ્યા. ૫

किमर्थमागतंब्रह्मन्कथ्यतांमनसेप्सितं ॥
किंचित्कार्यगुरुत्वंतेचेतसिलक्ष्यतेधुना ॥ ६ ॥

અર્થ-હે નારદ કેમ પધાર્યા તમારા મનમાં શું ઇચ્છાછે ને તમારા મનમાં કંઈક મોટો વીચાર હોય એમ મને જણાય છે. ૬

विश्रब्धंकथ्यतांविद्वन्यत्तेमनसिचिंतितं ॥
निर्व्यलीकंकरिष्यामिशपथस्तवसुव्रता ॥ ७ ॥

અર્થ—હે વીદ્વન્ તમારા મનમાં જે વિચાર હોય તે મને કહો. હું સત્ય પણે તે કામ કરીશ ને હે રૂડા વ્રતવાળા તમારા સમ છે હું તે કરીશ. ૭

श्रुत्वाविष्णोःसुवचनंस्मितःसमुनिपुंगवः ॥
प्रोवाचवचनंवाङ्मीसर्वज्ञानविशारदः ॥ ८ ॥

અર્થ— વીષ્ણુંનું વચન સાંભળી મુનીઓમાં શ્રેષ્ટને સર્વ જ્ઞાનવાન તે વાણી નીમે શપ્જનાર એવા નારદ બોલ્યા. ૮

सर्वजानासिविश्वेशत्रैलोक्येसचराचरे ॥
भूतंभव्यंभविष्यंचकिंमांपृछतिकेशव ॥ ९ ॥

અર્થ—હે જગતના ઇશ સચરાચર એવા ત્રણ લોકમાં ભુતભવીશ્ય વર્તમાન એ સર્વ તમે જાણોછો તો મને કયમ પુછોછો. ૯

पृष्टःसकथयाम्येवतवाग्रेमधुसूदन ॥
राज्ञोंबरीषतनयाश्रुतानाम्नासुलक्षणा ॥ १० ॥

અર્થ હે મધુ નામના દૈત્યને મારનાર તમે જાણીને પુછોછો તો હું તમને કહુંછું. અંબરીશ રાજાની સુલક્ષણા કન્યા મેં સાંભળીછે.૧૦

तस्याःपाणिग्रहेछोहंभवदंतिकमागतः ॥
सामांयथैववृणुतमहद्राज्ञःस्वयंवरे ॥ ११ ॥

અર્થ—તે કન્યાનિા પાણી ગ્રહણની ઇચ્છાવાળો હું તમારી પાસે આવ્યો તે રાજાના સ્વયંવરમાં જે જે રીતે મને વરે તેમ કરો. ૧૧

तथाविधीयतांदेवयथानांगिरसंमुनि ॥
मत्तोप्यधिकरूपंतंमत्वातेतिकमागतः ॥ १२ ॥

અર્થ—હે દેવ જે રીતે અંગીરાને ન વરતાં મને વરે તેમ કરો, કારણ અંગીરા મારા કરતાં અધીક રૂપવાન છે. ૧૨

यदातंरुक्षरूपाभंसापश्यतिसुलक्षणा ॥
तदामांवृणुतेनुनंसर्वेषामेवपश्यतां ॥ १३ ॥

અર્થ—જ્યારે શીંછના સરખી કાંત્તીવાળા અંગીરાને એ કન્યા દેખે તો સર્વ લોકને જોતાં મને નકી વરે. ૧૩

तदाममभवेत्श्लाघाधन्योहंमधुसूदन ॥
एतत्कुरुष्वमेकामंभृत्योस्मितवकेशव ॥ १४ ॥

અર્થ—હે મધુનામના દૈત્યને મારનાર પ્રભુ ત્યારે મારી લોકમાં કીર્તિ થાય ને હું કૃતાર્થ થાઊં. એટલું મારૂં કામ તમે કરો. હે કેશવ હું તમારો દાસ છું. ૧૪

स्मितंकृत्वाऋषिकेशःप्रोवाचसांप्रतंमुनिं ॥
त्वयोदितंयथारुपंभविष्यतिनसंशयः ॥ १५ ॥

અર્થ— નારદનું વચન સાંભળી ઋશીકેશ એવા ભગવાન હશીને નારદને કહે છે. જેમ તમે કહોછો તે પ્રમાણે થશે એમાં સંદેહ નહીં જાણવો. ૧૫

इत्युक्त्वानारदंविप्रंविसृज्यांतःपुरंययौ ॥
नारदोपिस्वभवनंजगामातीवहर्षितः ॥ १६ ॥

અર્થ—નારદને એમ કહી ભગવાન પોતાના અંતઃ પુરમાં ગયા. નારદ પણ અતી હર્ષ પામી પોતાને ઘેર ગયા. ૧૬

गतेदेवर्षिप्रवरेतत्रागच्छत्किलांगिरा ॥
विष्णुर्द्रष्ट्वासमायातंपुनरेवसभामीयात् ॥ १७ ॥

અર્થ—દેવર્ષીમાં શ્રેષ્ટ એવા નારદ મુની ગયા પછી અંગીરારૂપી વીષ્ણું પાસે આવેલા અંગીરાને જોઇ ભગવાન સભામાં આવ્યા. ૧૭

नत्वाविप्रंतदोवाचविष्णुःसर्वेश्वरःस्वयं ॥
यदर्थमागतंविद्वन्तत्सर्वविनिवेद्यतां ॥ १८ ॥

અર્થ—આવેલા અંગીરાને સર્વના ઇશ્વર વીષ્ણું નમસ્કાર કરીને કહેવા લાગ્યા હે વીદ્વન જે માટે તમે આવ્યાછો તે કહો. ૧૮

निर्व्यलीकंकरिष्यामिकथ्यतांमनसेप्सितं ॥
श्रुत्वाविष्णोदितंवाक्यमंगिरामनसेप्सितं ॥ १९ ॥

અર્થ—તમારા મનમાં ઇચ્છા હશે તે હું સત્યપણે કરીશ. વીસ્નુંનું વચન સાંભળી અંગીરાએ મનમાં ઇચ્છેલી બધી વાત કહી. ૧૯

सर्वनिवेदयामासज्ञात्वाहार्दजगत्पतेः ॥
देवदेवजगन्नाथविज्ञाप्तिंश्रृणुमेप्रभो ॥ २० ॥

અર્થ-જગત્પતી ભગવાનનો અભીપ્રાય જોઈ અંગીરા કેહેછે દેવના દેવ જગતના નાથ હે વીભો મારી આટલી વાત સાંભળો. ૨૦

राज्ञोंबरिषतनयाविश्रुतायासुलक्षणा ॥
स्वयंवरेसांवृणुतेयथासालोकविश्रुता ॥ २१ ॥

અર્થ-અંબરીશ રાજાની સુલક્ષણા કન્યા લોકમાં વીખ્યાત છે, સ્વયંવરમાં જે રીતે મને વરે તેમ કરો. ૨૧

तथासंपाद्यतांदेववृणुतेनैवनारदं ॥
रूपवान्गुणवान्सोपिमत्तोनारदविद्यते ॥ २२ ॥

અર્થ-હે દેવ નારદ મારાથી રૂપને ગુણે અધીક છે માટે નારદને ન વરતાં મને વરે તેમ કરો. ૨૨

तंवरिष्यातिसानुनंमत्तोप्यधिकमोजसा ॥
तदातस्यभवेत्श्लाघाममनिंदामहीतले ॥ २३ ॥

અર્થ-નારદ મુની મારા કરતાં તેજે કરી મોટા છે માટે નીશ્ચય તેને વરશે ત્યારે લોકમાં તેમની કીરતી થશે. ને મારી નીંદા થશે.૨૩

यथातंवानरंपश्येत्तथादेवविधीयतां ॥
तदामांवृणुतेनुनंयदापश्यतिवानरं ॥ २४ ॥

અર્થ-હે દેવ સ્વયંવરમાં આવેલા નારદને એ કન્યા વાનર રૂપે જુએ ત્યારે મને એ કન્યા વરે. ૨૪

श्रुत्वोवाचहृषिकेशःसर्वमेवंभविष्यति ॥
नारदंवानराकारंमेक्षिष्यतिसुलक्षणा ॥ २५ ॥

અર્થ-રશીકેસ ભગવાન અંગીરાનું વચન સાંભળી કેહેવા લાગ્યા કે સુલક્ષણા કન્યા નારદને વાંદરા સરખા દેખશે: ૨૫

गच्छविप्रयथाकामंयद्भावीतद्भविष्यति ॥
विस्मितोतःपुरंगच्छन्केशवःक्लेशसूदनः ॥ २६ ॥

અર્થ-હે વીપ્ર તમારી ઈચ્છા પ્રમાણે જાઓ જેમ થવાનું હશે તેમ થશે એમ કહી કલેશ ગાંડનાર કેસવ ભગવાન પોતાના અંતઃપુરમાં પધાર્યા. ૨૬

अंगिरापिकृतंमेनेकार्ययन्मनसेप्सितं ॥
विश्नोर्मायादुराधर्षाययासंमोहितंजगत् ॥ २७ ॥

અર્થ-અંગીરા મુનીપણ પોતાના મનમાં ઇચ્છેલો મનોરથ સીદ્ધ થયો એમ માન્યું કેમકે વીસ્નુંની માયા ઘણી અલૌકીક છે કે જે-ણે કરી આખું જગત મોહ પામેલું છે. ૨૭

जगद्वंद्यौविधिसुतौययासंमोहितावुभौ ॥
तस्माद्दुस्तमांमन्येविष्णोर्मायांमहात्मनः॥ २८ ॥

અર્થ-જે ભગવાનની માયાથી જગતને પુજ્ય અને બ્રહ્માના પુત્ર નારદને અંગીરા પણ મોહ પામ્યા. માટે મહાત્મા વીસ્નુંની માયા ઘણી દૂ:સહ છે એમ માનુછું. ૨૮

प्रसन्नायस्यैसाभवतिभवपाशिस्सुभजितासमुक्तस्याल्लोकेमुनिवर
नवाकोपितपसाविधेः पुत्रोमाहाद्विपंदपदमेवाभिगमितेनर :
कोन्योजितुंभवतिक्षमोविज्वजननीं ॥ ॥ २९ ॥

અર્થ-જેને ભગવાન પ્રસન્ન છે તે આ જગતથી મુકાયલો છે. જગત માત્રને વીસે વ્યાપી રહેલી ભગવાનની માયાને જીત-વાને બીજા સાધનોથી ભગવાનની ભકિત વગર કોણ સમર્થ છે. ૨૯

॥ इतिश्रीवायुपुराणेमारुतोत्पत्तोसप्तमोऽध्याय ॥ ७ ॥

ઈતી શ્રી વાયુ પુરાણે મારૂતોત્પતો ગુર્જર ભાષાયાં ૭ અધ્યાય.

---

## अध्याय ८ मो.

सूतउवाच—ततोंबरीषोनृपतिःस्वयंवरक्रतेतदा ॥
समाह्वयातिविप्रेंद्रौनारदांगिरसावुभौ ॥ १ ॥

સૂત કેહે છે. અર્થ-ત્યાર પછી અંબરીસ નામે રાજા સ્વયંવરમાં બ્રહ્મણમાં ઉત્તમ એવા નારદ ને અંગીરાને બોલાવ્યા. ૧

देवान्मुनीन्मनुष्यांश्चसमाह्वयतभूपतिः ॥
स्वयंवरादिद्रक्षार्थंनारदांगिरसोःशुभं ॥ २ ॥

અર્થ-અંબરીશ રાજાએ દેવ મુની મનુસ્યોને સ્વયંવર જોવા માટે ને નારદ તથા અંગીરાને પણ જોવા માટે બોલાવ્યા. ૨

समाजग्मुस्तदासर्वेदेवाःशक्रपुरोगमाः ॥
ब्रह्माविष्णुर्भवःसूर्यश्चंद्रःसर्वग्रहैःसह ॥ ३ ॥

અર્થ-તે વખત ઇંદ્રાદી સરવે દેવો બ્રહ્મા વીસ્નું મહાદેવ અને સર્વ ગ્રહ સહીત સૂર્ય ને ચંદ્ર પણ આવ્યા. ૩

राजानोराजपुत्राश्चराजपत्न्योनिमंत्रिताः ॥
समाजग्मुःसुमनसोदासदासीरन्विताः ॥ ४ ॥

અર્થ-નીમંત્રણ કરેલા રાજાઓ ને રાજ પુત્રો રાજ સ્ત્રીઓ ત્યાં આવીઓ. દાસ દાસીઓ સહીત દેવ લોકો પણ ત્યાં આવ્યા. ૪

सिद्धचारणगंधर्वाय्यक्षराक्षसपन्नगाः ॥
पिशाचोरगनागाश्चसमाजग्मुर्निमंत्रिताः ॥ ५ ॥

અર્થ- સીદ્ધ ચારણ; ગંધર્વ, યક્ષ, રાક્ષસ, પન્નગ. પીસાચ, ઊરગ, નાગ, એ સર્વે રાજાના આમંત્રણથી ત્યાં આવ્યા. ૫

दिव्यास्तरणसंवादिसिंहासनवृतेस्थिताः ॥
सर्वेवैतेसभामध्येरेजुर्वैश्वानरोपमाः ॥ ६ ॥

અર્થ—સર્વે લોકો સભાની મધ્યે સુંદર પાથરણાં અને સીંહાસન ઉપર બેસી જેમ વૈશ્વાનર અગ્નીની માફક શોભવા લાગ્યા ૬

सुलक्षणासखियुतास्नाताभूषणभूषिता ॥
मागमत्सभामध्येमुनिनामपिमोहिनी ॥ ७ ॥

અર્થ— સુલક્ષણા પણ સ્નાન કરી સુંદર નવાં વસ્ત્રને અલંકાર પેહેરી પોતાની સખીઓ સહીત મોટા મુનીને મનને પણ મોહ કરતી હોય તેવી રીતે ત્યાં આવી. ૭

तांकणनूपुरांबालांवरमालासमन्वितां ॥
विलोक्यमुमुहुःसर्वेदेवाःशक्रपुरोगमाः ॥ ८ ॥

અર્થ— પગમાં ઝાંઝર જેણે પેહેરેલાં ને વરમાળા હાથમાં લીધેલી એવી એ કન્યાને જોઈ ઇંદ્રાદીક સરવે દેવતાઓ મોહ પામ્યા.૮

तत्रागछन्महातेजानारदोदिव्यदर्शनः ॥
मुष्णंश्चक्षुंषिलोकानांतेजसाभास्करोपमः ॥ ९ ॥

અર્થ-તે જગ્યામાં દીવ્ય જેનું દર્શનછે ને સુર્યના સરખી કાંત્તીવાળાને પોતાના તેજે કરી સરવના રૂપને તીરસ્કાર કરતા એવા નારદમુની પણ ત્યાં આવ્યા. ૯

अंगिरापितथाभूतःसर्वाभरणभूषितः ॥
समाजगामसर्वेषांमध्यायाच्छादयन्प्रभां ॥ १० ॥

અર્થ—નારદની માફક અંગીરા રૂષિ પણ સર્વ આભરણે સુશોભીત થઈ પોતાની કાંત્તીએ કરી સરવની કાંત્તીને ઢાંકતા થકા ત્યાં આવ્યા. ૧૦

तावुभोवरयोर्योग्येदिव्यास्तरणसंवृते ॥
वेष्टितौतौविरेजुःस्मसूर्यचंद्राविवांबरे ॥ ११ ॥

અર્થ- દીવ્ય સુંદર પાથરણામાં બેઠેલા તે નારદને અંગીરા જેમ આકાશમાં સૂર્ય ને ચંદ્રની માફક શોભાવવા લાગ્યા. ૧૧

विलोक्यसर्वेदेवाद्याःप्रभयाछादिनप्रभाः
प्रोचुःपरस्परंहृष्टाःविशेषोनानयोर्ण्वपि ॥ १२ ॥

અર્થ-નારદ ને અંગીરાના તેજથી ઢંકાયલા સરવે દેવાદી લોકો પરસ્પર હર્ષ પામી કહેવા લાગ્યા કે આ નારદ ને અંગીરામાં કંઈ પણ વીશેષ નથી. ૧૨

कंवरिष्यतिसुभगासर्वलोकमनोहरा ॥
एताभ्यांसमानोनास्तिनानयासदृशीवधुः॥ १३ ॥

અર્થ—સર્વ લોકના મનને હરનારીને રૂડા ભાગ્યવાળી આ કન્યા કોને વરસે. આ નારદને અંગીરા સમાન બીજો કોઇ વર નથી ને આ સુલક્ષણા સરખી કન્યા પણ નથી. ૧૩

एवंवदतिवैलोकेवृद्धदासीमनोरमा ॥
एतौवरौमहाभागेत्वदर्थसमुपागतौ ॥
याभ्यांसमानोलोकेस्मिन्नभूतोनभविष्यति॥१४॥

અર્થ—એ પ્રમાણે લોકો વાત કરેછે તે વખત ઘણી મનોરમને ઘરડી દાસી સુલક્ષણાને કહેછે હે મોટા ભાગ્યવાળી આ બે વર તારે માટે આવેલા છે ને આ બે બરાબર કોઈ થયો નથી ને થશે પણ નહીં. ૧૪

तस्मादेकंवृणुशुभेतवभाग्यात्समागतौ ॥
ब्रह्मणोमानसौपुत्रौदेवदानवपूजितौ ॥ १५ ॥

અર્થ- હે રૂડા ભાગ્યવાળી કન્યા તારા ભાગ્ય થકી આવેલા બ્રહ્માના માનસીક પૂત્ર દેવ ને દાનવે પૂજેલા આ અંગીરા ને નારદ છે. તેમાંથી એકને વર. ૧૫

तपसाविद्ययाकांताकुलेनाभिजनेनच ॥
नैतादृशौवरौतन्वित्रिषुलोकेषुविद्यते ॥ १६ ॥

તપ, વીદ્યા, કાંન્તી, કુળ, અને ડાપણે કરી યુકત એવા આ બે છે. માટે હે રૂડા ગુણવાળી કન્યા ત્રણ લોકમાં આવો બીજો વરનથી.૧૬

किंविलोकयसेबालेवरंवरयशोभनं ॥
पश्यंतांत्रिबुधाःसर्वेद्वयोरेकंमनोरमं ॥ १७ ॥

અર્થ- હે બાળા તું શું જુએછે આ બેમાંથી મનને આનંદ આપનાર ને સુસોભીત એકને સર્વ દેવો દેખતાં તું વર. ૧૭

द्वयोर्मध्येत्वयायेवैवृतःसर्वत्रशोभनः ॥
सश्लाघ्यतेनरदेवैःपिशाचोरगराक्षसै ॥ १८ ॥

અર્થ—આ બેમાંથી જે એકને તુ વરીસ તેની દેવ મનુશ પીશાચ ઉરગ અને રાક્ષસ સર્વ વખાણ કરશે. ૧૮

एवंवदत्सांबहुशोनवृणोतियदावरं ॥
राजाप्रोवाचसुभगेवरंवरयशोभनं ॥ १९ ॥

અર્થ—આવી રીતે ઘણીવાર દાસીએ કહ્યું તોપણ વરને ન વરી ત્યારે રાજા કેહેછે હે રૂડા ભાગ્યવાળી કન્યા શ્રેષ્ટ વરને વર. ૧૯

इत्युक्तापियदाबालानवृणोतियदावरं ॥
विपणवदनाभूत्सास्थिताएवधरातले ॥ २० ॥

અર્થ—એ પ્રમાણે રાજાએ કહ્યું તોપણ વરને ન વરતાં ખેદ પામેલા મોઢાથી નીચું જોઈ ઉભી રહી. ૨૦

उपविष्टांसुतांदृष्ट्वाराजारुष्टोब्रवीदिदं ॥
कथंनवृणुषेदुष्टेनाभ्यामन्योवरोवरः ॥ २१ ॥

અર્થ—નીચે મોઢે ઉભેલી કન્યાને જોઈ ઘણો રોશ પામી રાજા બોલ્યો હે દુષ્ટ કયમ વરતી નથી. આ બેથી બીજો શ્રેષ્ટ વર નથી. ૨૧

श्रुत्वाराज्ञोहिवचनंधात्रिकर्णेतदाशनैः ॥
राजाहदुहितर्मांकस्माद्वानरायक्षिपस्थितः ॥ २२ ॥

અર્થ—રાજાનું વચન સાંભળી કંન્યાએ ધીમેથી ધાત્રીના કાનમાં કહ્યું કે અવીવેકી આવા નરને મારા પીતા મને કયેમ આપેછે. ૨૨

एकोस्तिवानरवरोभल्लुकोस्तिवरोपरः ॥
यंवृणोमिद्वयोरेकंराजादिशतुसांप्रतं ॥ २३ ॥

અર્થ—એક મોટો વાનરછે ને બીજો રીછ છે, માટે એ બેમાંથી રાજા કેહે તેને હું વરૂ. ૨૩

यंददातिपितामातासहवाहिवरोपरः
भल्लुकिवानरिस्त्वंमयाकर्तुनशक्यते ॥ २४ ॥

અર્થ—માને બાપ જેને આપે તેજ શ્રેષ્ટ વર માનવો. રીંછડી કે વાનરીનું રૂપ લેવા હું સમરથ નથી. ૨૪

वानराणांमनुष्याणांसंबंधोनमयाश्रुतः

कस्माददातिमातातोवानरायविपश्चितः॥ २५ ॥

અર્થ—વાનર ને માણસોનો સંબધ મેં કોઈ દાવસ સાંભટ્યો નથી. માટે અવવેકી વાનરને મારા બાપ કયમ આપવા ઈચ્છેછે. ૨૫

श्रुत्वातस्यास्तुवचनंधात्रीविस्मयसंयुता ॥

पपृछगत्वाभूपालंलगित्वाश्रवणांबुजे ॥ २६ ॥

અર્થ—એ કન્યાનું વચન સાંભળી આશ્ચર્ય યુકત ધાત્રી રાજા પાસે જઈ રાજાના કાનમાં મોં લગાવી પુછવા લાગી. ૨૬

विक्रतिर्दृश्यतेराजन्बालिकायानदुषणं ॥

दातुमर्हसिराजेंद्रकिंचिद्बुध्याविमृग्यता॥ २७ ॥

અર્થ—હે રાજા આમાં કંઈ વીકાર જણાયછે બાળકીનો દોષ નથી, માટે કંઇ બુદ્ધિ વડે વીચાર કરી આપવા યોગ્ય છો. ૨૭

विचारयतिभूपालेब्रह्माप्रोवाचसत्वरं ॥

नवृणोतियदाबालाकथमाकारितावुभौ ॥ २८ ॥

અર્થ- રાજા વીચાર કરવા લાગ્યો તે સમય બ્રહ્મા કેહેછે. જ્યારે આ કન્યા એમને વરતી નથી તો કયમ બોલાવ્યા. ૨૮

अनयोर्दूषणंकिंदृद्रष्टंवदतुपत्रिका ॥

नबिभेषिमहीपालब्रह्मणोक्तोपितानलात्॥ २९ ॥

અર્થ—એમનો કંઈ દોશ કન્યાના જેવામાં હોયતો કહે. હે. પ્રથ્વીપતી રાજા કોપ પામેલા બ્રાહ્મણ રૂપી અગ્નીથી તું ભય પામતો નથી. ૨૯

ब्रह्मणोवाक्यमाकर्ण्यराजाप्रोवाचकोपितः ॥

यदिदत्तंहुतंतप्तंविश्नुःसंसेवितोयदा । ॥ ३० ॥

અર્થ—બ્રહ્માનું વચન સાંભળી કોપ પામેલો રાજા કેહેછે. મેં જે કંઈ દાન,તપને હોમ કર્યા હોયને વીસ્નુંની શેવા કરી હોય. ૩૦

तदाभवतुतत्तुल्यौयौचपश्यतिमेसुता

तवपुत्रौमहात्मानौदेवानामपिसंमतौ ॥ ३१ ॥

અર્થ—તોતુલ્ય એવા આ નારદ ને અંગીરાને આ કન્યા દેખે કે તમારા પુત્ર દેવને પણ માનવા યોગ્ય મહાત્મા છે. ૩૧

इत्युक्तवतिभूपालेरुक्षवानरसंन्निभौ ॥
जातौसर्वसमाजेषुनारदांगिरसावुभौ ॥ ३२ ॥

અર્થ—એ પ્રમાણે રાજા બોલ્યો તે વખત નારદને અંગીરા સર્વ સમાજમાં રીંછ ને વાનર સરખા દેખાવા લાગ્યા. ૩૨

जातौमल्लूकष्टत्वगौयदातौब्रह्मणःसुतौ ॥
सर्वेविषणवदनाबभूवुःसुरमानवाः ॥ ३३ ॥

અર્થ—જ્યારે બ્રહ્માના પુત્ર અંગીરા ને નારદ રીંછ ને વાનર રૂપે દેખાવા લાગ્યા ત્યારે દેવને મનુસ્યો ખેદ યુકત મુખવાળા થયા૩૩

रुष्टोंगिरामहच्छापंददौराज्ञेमहातपाः
राजाजडमतिभूयात्कन्यांहरतुराक्षसः ॥ ३४ ॥

અર્થ—મહા તપસ્વી અંગરાઋષિ ક્રોધ પામી રાજાને મોટો શાપ આપ્યો કે આ રાજા જડ બુધ્ધીવાળો થાઓને કન્યાને રાક્ષસ હરણ કરો. ૩૪

दत्तेशापेतदालोकेहाहाकारोमहानभूत ॥
विषणवदनासर्वेबभूवुःसुरमानवाः ॥ ३५ ॥

અર્થ—શ્રાપ દેવા વખતે લોકમાં મોટો હાહાકાર થયો અને સર્વ દેવને મનુષ્યો ખેદ યુકત મનવાળા થય. ૩૫

नतदाबभुवमुदितोहिनरोनसुरावरोमरुरुदुःसुभृशं ॥
सुभलक्षणापिहिरुरोदभृशंहरणंनिशम्यवचनात्हिमुनेः॥३६॥

તે વખત કાંઇપણ હર્ષ નહીં પામતાં મનુસ્ય દેવ સર્વ સ્ત્રીઓ અત્યંત રડવા લાગી. મુનીના શ્રાપથી રાક્ષસ હરણ કરશે તે સાંભળી સુલક્ષણા પણ ઘણું રડવા લાગી. ૩૬ •

नृपतिर्जगाममनसावचसाशरणंहरेर्थचरणंभजतां ॥
ननुनारदोपिमनसाचहरंशरणंगतोद्रुहिणमप्यपरः ॥ ३७ ॥

અર્થ—રાજાપણ મનને વચને કરી ભગવાનના ચરણાર્વીંદને સરણે થયા અને નારદરૂશી પણ મને કરી મહાદેવને શરણે ગયા. અને અંગીરા મને કરી બ્રહ્માને શરણે ગયા. ૩૭

नपनंदिनीजगपतेमहीर्षीशरणंजगाममनसावचसा
हरणंममैवयादिरक्षवरःप्रकरोतिचेन्मरणमेववरं॥३८॥

અર્થ—રાજકન્ય સુલક્ષણા જગત માત્રના મતી એવા ભગવા-

નનાં પટરાણી લક્ષ્મીજીને શરણે મન અને વચને કરી ગઇ. ને કે
હે માતા રાક્ષસના હરણ કરવાથી મરણ થાય તે શ્રેષ્ઠ છે. ૩૮

॥ इतिश्रीवायुपुराणेमारुतोस्नत्तोऽष्टमोऽध्यायः ॥ ८ ॥

ઇતી શ્રી વાયુ પુરાણે મારૂતોસ્તો ગુર્જર ભાષાયાં. ૮ અધ્યાય.

---

## अध्याय ९ मो.

सूतउवाच—श्रुत्वाशापंजगन्नाथोभक्तानांभक्तवछलः ॥
रुद्रंसमिपेद्रुहिणंप्रोवाचमधुसूदनः ॥ ॥ १ ॥

અર્થ—સૂત કેહેછે ભકત જેને વહાલા છે એવા અને જગતના સ્વામી એવા ભગવાન પોતાના ભકતને થએલો શ્રાપ સાંભળી પાસે રહેલા રૂદ્ર ને બ્રહ્માને કેહેવા લાગ્યા. ૧

राज्ञःशापंग्रहिष्यामिनारदांगिरसोर्युवां ॥
शापंगृहणतदेवानांकार्यार्थंहिममाज्ञया ॥ २ ॥

અર્થ- મધુનામા દૈત્યને મારનાર ભગવાન કેહેછે રાજાના શ્રાપને હું લઇશ ને તમે અંગીરસનો ને નારદનો શ્રાપ મારી આજ્ઞાથી દેવના કામ માટે ગ્રહણ કરો. ૨

दशग्रीवोमहाबाहुःपौलस्त्यःसानुजोबली ॥
भविष्यतिदुराधर्षोदेवदानवकंटकः ॥ ३ ॥

અર્થ- દશ માથાંવાળો મોટા હાથવાળો મહાબળવાન પુલસ્ત ૠષિનો પુત્ર પોતાના નાનાભાઇઓ સહીત દેવદાનવને કાંટા રૂપી ઘણો દૂર્ધર્ષ એ થસે. ૩

पीडयिष्यतिलोकांस्त्रीन्वरदानेनदर्पितः॥
मानुषान्वानरान्चैवमनस्येवनइष्यति ॥ ४ ॥

અર્થ—વરદાને કરી ગર્વીષ થએલો રાવણ ત્રણ લોકમાં મનુસ્ય વાનર ત્રણ્ લોકને પીડસે.

भक्षभूताननहितान्मत्वाममायाविमोहितः ॥
तस्मात्तस्यवधार्थंहिभविष्यामिसुरैःसमं ॥ ५ ॥

અર્થ—મારી માયાએ કરી મોહ પામેલો રાવણ ભક્ષ ભુત એવા વાનર ને મનુસ્યને પીડશે ત્યારે એના વધને અરથે દેવો સહીત હું પ્રગટ થઇશ. ૫

देवानांकार्यसिद्यर्थंमानुषंरुपमाश्रितः ॥
कुलेरघुणांमेतिनाम्नादशरथात्मजः ॥ ६ ॥

અર્થ—દેવ કાર્યની સીદ્ધીને અર્થે મનુશનું રૂપ લઈ રઘુના કૂળમાં દસરથનો પુત્ર રામ એ પ્રકારે નામથી હું પ્રગટ થઈશ. ૬

अंजनीगौतमसुतामातुःशायात्भविष्याति ॥
वानरीलोकविख्यातासर्वलोकैकसुंदरी ॥ ७ ॥

અર્થ—સર્વ લોકમાં ઘણી સુંદર ગૌતમની પુત્રી અંજની નામે માતા શ્રાપથી લોકમાં પ્રસીદ્ધ એવી વાનરી થશે. ૭

तस्योदरेभवान्जन्मग्रहीष्यतिममाज्ञया ॥
हनूमानितिविख्यातोमारुतिर्ममवल्लभः ॥ ८ ॥

અર્થ—તે અંજનીના ઉદરમાં મારી આજ્ઞાથી તમે જન્મ ગ્રહણ કરશો. તે વાયુનો પુત્ર મને ઘણો વહાલો હનુમાન એ પ્રકારે પ્રખ્યાત થશે. ૮

अदितिर्देवमातायाविख्याताभुवनत्रये ॥
शक्रंत्रैलोक्यभर्त्तारंदृष्ट्वाभर्त्तारमन्त्रावित् ॥ ९ ॥

અર્થ- ત્રણ લોકમાં વીખ્યાત દેવની માતા અદીતી ત્રણ લોકનો રાજા ઇંદ્રને જોઇ પોતાના સ્વામીને કહેછે. ૯

ममपुत्रोजगच्छ्रेष्ठोजगच्छ्रेष्ठाकृतास्म्यहं ॥
तस्मात्त्वमेवमद्गेहादन्यांमाव्रजसुव्रत ॥ १० ॥

અર્થ- હે રૂડા વ્રતવાળા સ્વામી જગતમાં શ્રેષ્ટ એવો મારો પુત્ર થયો. તેણે કરી હું પણ જગત શ્રેષ્ઠ થઈ માટે તમે મારા ઘરમાં- બીજી સ્ત્રી પ્રત્યે ન જાઓ. ૧૦

मत्समानापराकाचिद्भार्यात्वमहामते ॥
यस्याःकुक्षिसमुत्पन्नःसुरराजोभवत्सुतः ॥ ११ ॥

અર્થ- મહા બુધ્ધી મારા સરખી બીજી સ્ત્રી તમારે નથી. કે જેની કુખથી ઉત્પન્ન થએલો દેવનો રાજા ઇંદ્ર તમારો પુત્ર છે.૧૧

तस्यापितृत्वभावेनभवान्श्रेष्ठोजगत्त्रये ॥
मानयंतिसुराःसर्वेतथासप्तर्षयोमलाः ॥ १२ ॥

અર્થ- ઇંદ્રના પીતા માટે તમે પણ ત્રણ લોકમાં શ્રેષ્ઠછો. સઘળા દેવતાઓને સપ્ત રૂષિઓ પણ તમને ઘણા માનસે. ૧૨

ममपुत्रप्रभावेनतस्मातिष्ठममगृहे ॥
इत्युक्ता[illegible] ॥ १३ ॥

અર્થ— મારા પુત્રના મહિમાએ કરી મારા ઘરમાં તમે રહો એમ કહિ પવીત્ર હાસ્યવાળી દેવ માતા અદીતીએ પોતાના સ્વામિનું વસ્ત્ર ઝાલ્યું. ૧૩

तदाप्रोवाचसमुनीःपित्राद्त्तायदाप्मम ॥
दक्षेणविनयंकृत्वातदैवोक्तोस्मिसुव्रते ॥ १४ ॥

અર્થ— હે રૂડા વ્રતવાળી સ્ત્રી દક્ષ પ્રજાપતી એવા તારા પીતાએ નમૃતાથી જ્યારે મને આપી ત્યારે મને આમ કહેલું છે. ૧૪

सर्वासमत्वेवर्त्तव्यात्वयाविद्वन्ममाज्ञया ॥
कस्मात्सक्षाम्यहंजानन्भार्याःसर्वाममप्रियाः॥१५॥

અર્થ—હે વિદ્દવન મારી આજ્ઞાથી મારી આવેલી કન્યાઓને વીશે સમાન દ્રવીથી તમારે વર્તવું એમ કહેલું છે માટે મારે બધીઓ સમાન છે માટે હું કોને ત્યાગ કરૂં. ૧૫

उद्वाहयभार्यायोमोहाद्विषमत्वेहिवर्तते ॥
नतस्यदेवागृह्णंतिहव्यंकव्यंपितुर्गणाः ॥ १६ ॥

અર્થ—જે પુરૂષ સ્ત્રીઓને પરણી અજ્ઞાનથી વીષમ પણે વરતતો તેનું દેવતા અને પીત્રી લોક હવ્યને કવ્ય લેતા નથી. ૧૬

तस्मात्समत्वेवर्त्तामिभार्याःसर्वाहिमेमता ॥
नैवाग्रहःप्रकर्त्तव्यःत्वयाध्यैयशुचिस्मिते ॥ १७ ॥

અર્થ- હે પવિત્ર હાસ્યવાળી મારે સઘળી સરખી છે ને સર્વેને વીશે હું સમાન પણે વરતિશ. હાલ તારે આગ્રહ કરવો નહીં. ૧૭

मुचभद्रेगमिष्यामिदित्यापार्श्वेरतेछया ॥
रुतुस्नातास्तिसाबालायाचितोस्मितयाधुना॥१८॥

અર્થ—હે કલ્યાણરૂપ સ્ત્રી મને છોડ હું દિતીની પાસે વીષયની ઇચ્છા માટે જઇશ. કારણ તે સ્ત્રી રતુસ્નાત થએલી છે તેણે મારી ઘણી પ્રાર્થના કરીછે. ૧૮

रुतुस्नातांतुयोभार्यांसनिधौनोपगछति ॥
भ्रूणहत्यासमंतस्यपापमाहुर्मनीषिणः ॥ १९ ॥

અર્થ- રતુસ્નાત એવી સ્ત્રીને જે પૂરૂષ પાસે ન જાયતો તેને ગર્ભહત્યાનું પાપ લાગે છે એમ પંડિતો કહેછે. ૧૯

तस्मान्मुंचविशालाक्षिरुतुदानाययाचितः ॥
दित्यापार्श्वंविशेषेणममासंतांहिवल्लभा ॥ २० ॥

અર્થ—હે વીસાળ નેત્રવાળી સ્ત્રી મને મુકીદે. હું કામ માટે આર્થના કરેલો હું કીતીની પાસે ઘણું કરી જઈસ. કારણ મને ઘણી વહાલી છે. ૨૦

श्रुत्वामुनेस्तुवचनंनिर्बंधृमकरोत्तदा ॥
गृहित्वावसनंबालास्थितागर्वेणभूयसा ॥ २१ ॥

અર્થ- મુનીનું વચન સાંભળી અદીતીએ ઘણી હઠ કરી મોટા અભિમાનથી રૂશીનું વસ્ત્ર ઝાલી ઉભી રહી. ૨૧

तदारुष्टोमुनिःकोपात्तामुवाचदुराग्रहां ॥
भल्लुकीभवदुर्बुद्धेममसत्यात्रखंडीनी ॥ २२ ॥

અર્થ- ક્રોધ પામેલા મુનિ દુરાગ્રહિ સ્ત્રીને કોપથી કહેવા લાગ્યા હે દુષ્ટબુદ્ધિવાળી સ્ત્રિ મારા સત્યનું ખંડન કરેછે માટે રીંછડી થા. ૨૨

यस्येर्ष्यांकुरुपेदुष्टेतस्यामेवमहासुरौ ॥
उत्पद्येतेमहात्मानौममवीर्यसमुद्भवौ ॥ २३ ॥

અર્થ—હે દુષ્ટ જેની તું અરીશા કરેછે તેને મારા વીર્યથી મહાત્મા એવા દૈત્યો ઉત્પન્ન થશે. ૨૩

तवपुत्रात्दुराधर्षात्द्दाछिध्यभुवनत्रयं ॥
गृहींष्यतोमहावीर्यौदेवदानवपूजितौ ॥ २४ ॥

અર્થ—તારા પૂત્ર પાસેથી ત્રણ લોકનું રાજ લઇ લઈ પોતે ગ્રહણ કરસે અને મારા વીર્યથી ઉત્પન્ન થએલા દૈત્યો દેવને દાનવથી પૂજાશે. ૨૪

श्रुत्वाशापंमुनेस्तस्यत्रस्तासापादयोःपतत् ॥
क्षमस्वविद्वन्नज्ञात्वाभाषितंयन्मयाधुना ॥ २५ ॥

અર્થ—તે કસ્યપ મુનીનો શ્રાપ સાંભળી ત્રાસ પામેલા અદીતી મુનીના પગમાં માથું મુકી કહેછે મેં, જે, તમને કહ્યું તે અજ્ઞાનથી કહ્યું, હે વિદ્વન મારા અપરાધને ક્ષમા કરો. ૨૫

कथंभवामिभल्लुकीगिरिदुर्गसमाश्रया ॥
यथानिवर्त्ततेशापस्तथाविद्वन्विधियतां ॥ २६ ॥

અર્થ—હે સ્વામિ પર્વતમાં રેહેનારી રીંછડી હું કેમ થાઉં જેમ મારો શ્રાપ સાંચો થાય એ પ્રમાણે તમે કરો. ૨૬

कृपांकुरुमाहामाब्रह्मणाःकरुणाकराः ॥
इत्युक्त्वामारुदद्बालापादयोःपतिताचिरं ॥२७॥

અર્થ—હે મોટી બુદ્ધીવાળા સ્વામી મારા ઉપર કૃપા કરો કેમકે બ્રાહ્મણો ઘણા દયાવાન હોય છે એમ કહી મુનીના પગમાં માથું મુકી ઘણીવાર સુધી રડવા લાગી. ૨૭

वनितांपादयोर्दृष्ट्वारुदंतिप्रमदोत्तमां ॥
प्रोवाचस्तुस्तवःधातारदेवकार्यार्थसिद्धये ॥ २८ ॥

અર્થ- પોતાના પગમાં પડેલી સ્ત્રીઓના મધે ઉત્તમ દેવમાતા અદીતિને જોઇ દેવ કાર્યની સીધી માટે ધાતા બ્રહ્માજી સ્તુતિ કરી કેહે છે. ૨૮

प्राप्स्यसेत्वंपरंरुपंपूर्वपित्राविनिर्मितं ॥
पुत्रोपितवदेवेंद्रोभविष्यतिपुनःपुनः ॥ २९ ॥

અર્થ—હે સ્ત્રી પુર્વે તારા પીતાએ નીર્માણ કરેલા રૂપને તું પામીશ અને તારો પુત્ર પણ દેવનો રાજા વારંવાર થશે. ૨૯

इत्युक्त्वाकश्यपःशीघ्रंदितिसाभवनमेयिवान् ॥
भल्लुकीसाधुनाजातामहेंद्राचलपर्वते ॥ ३० ॥

અર્થ—એમ કહી કશ્યપ રૂષી તત્કાળ દીતીના ઘર પ્રત્યે ગયા. અદીતી દેવની મા રીંછ થઇ મહેદ્રાચળ પર્વતમાં જઇ રહી. ૩૦

पुत्रमंगिरसंशापादुराधर्षाद्विमोचय ॥
रुष्योमत्वाविधेशीघ्रंदेवकार्यार्थसिद्धये ॥ ३१ ॥

અર્થ-હે બ્રહ્મા અંગોરા નામના તમારા પુત્રને દુસહ એવા શ્રાપથી તમે મુકાવો ને દેવના કામની સીધીને અર્થે તમે રીંછ રૂપ થાઓ. ૩૧

कश्यपस्यमहच्छापात्मोच्यतांदेवमातरं ॥
लक्ष्मींसुलक्षणाशापंयंग्रहिष्यतिदुरासदं ॥ ३२ ॥

અર્થ—કસ્યપના મોટા શ્રાપથી દેવની માને મુકાવો અને લક્ષ્મી સુલક્ષણાના દુરાસદ શ્રાપને ગ્રહણ કરસો. ૩૨

मानुषंविग्रहंकृत्वावर्षमात्रंममाज्ञया ॥
सावर्णस्यग्रहेवासंकरिष्यतिसुलक्षणा ॥ ३३ ॥

અર્થ—મનુશનો દેહ લઇ મારી આજ્ઞાથી વરસ દહાડા સુધી સુલક્ષણા રેહેશી. ૩૩

पौलस्त्यस्यवधंयावत्करिष्यामितवाज्ञया ॥
तावत्कालंभविष्यामिजडबुद्धिरहंसदा ॥ ३४ ॥

અર્થ-જ્યાંસૂધી પોલસ્ત ( રાવણનો ) વધ કરીશ ત્યાંસૂધી હું પણ જડ બુધી થઇ રહીશ. ૩૪

इत्युक्त्वाजगृहेशायमंबरीषस्यकेशवः ॥
नारदस्यतथारुद्रोविधातांगिरसस्तथा ॥ ३५ ॥

અર્થ-એમ કહી અંબરીસ રાજાનો શાપ ભગવાને લીધોને નારદનો શાપ રૂદ્રે ને અંગીરાનો શાપ બ્રહ્માએ લીધો. ૩૫

लक्ष्मीसुलक्षणाशापंजगृहेभक्तवछला ॥
गृहीत्वापाणिनाबालामानयत्स्वंनिवेशनं ॥ ३६ ॥

અર્થ- ભકત જેને વહાલા છે એવાં લક્ષ્મીજી સુલક્ષણાંનો શાપ લઇ પોતાને હાથે કરી ઝાલી પોતાની જગામાં લઇ ગયા. ૩૬

सर्वांस्वकीयांचक्रेतांनाम्नादेवींसुलक्षणां ॥
यस्यगेहेभवेल्लक्ष्मीतस्यगेहेसुलक्षणा ॥ ३७ ॥

અર્થ-સુલક્ષણાને પોતાનાં સર્પારૂપ લક્ષ્મીજીએ કરી પોતાની પાસે રાખ્યાં. જેને ઘેર લક્ષ્મી રેહેછે તેને ઘેર સુલક્ષણા પણ વાસ કરી રેહે છે. ૩૭

तेसर्वेशापमुक्तानृपविधितनयाःसंजहर्षुःसमेताःलोकाःसेंद्रामुनींद्राहरिहरसहीताःपूजितामितियुक्ताः ॥ जग्मुस्तेस्वानहिगेहान मुनिवरनिकराः स्वाश्रमानेवमुक्षान्यातासर्वेमनुष्याः निजनिजभवनस्नातकाद्यासुहृष्टाः ॥ ॥ ३८ ॥

અર્થ-અંબરીશ રાજા, નારદ, અંગીરા, શાપ થકી મુકત થઇ હર્ષ પામી પોતાના સ્થાનમાં ગયા. હવે સઘળા મુનીઓ પણ પોતાના આશ્રમે ગયા. અને ઈંદ્રાદીક સર્વે દેવતાઓ પણ પ્રીતી યુકત થઇ રાજાએ સતકાર કરેલા પોતાના સ્વર્ગ લોકમાં ગયા. અને સઘળા મનુસ્યો હર્ષ પામી પોત પોતાને ઘેર ગયા. ૩૮

॥ इतिश्रीवायुपूराणेमारुतोत्पत्तौनवमोऽध्यायः ॥ ९ ॥

ઇતિ શ્રી વાયુ પુરાણે ગુર્જર ભાષામાં ૯ અધ્યાય

## अध्याय १० मो.

श्रुत्वासूतस्यवचनंशौनकाद्यामुनीश्वराः ॥
पपृच्छुर्विस्मयाविष्टाःपुनःसूतंमहामतिं ॥ १ ॥

સૂતનું વચન સાંભળી સૌનકાદી મુનીઓ આશ્ચર્ય યુક્ત થઇ ફરીથી મહા બુધીવાન સુતને પૂછેછે. ૧

शौनकउवाच—सूतसूतमहाप्राज्ञकथयस्वयथातथं ॥ २ ॥ गौतमस्यसुताकस्मादंजनीलोकविश्रुता ॥ वानरत्वंकथंप्राप्ताब्रह्मवंशसमुद्भवा ॥ ३ ॥

અર્થ-સૌનક કેહેછે.-મોટી બુધીવાળા હે સૂત! હે સૂત! ગૌતમની દીકરી લોકમાં વીખ્યાત અંજની બ્રાહ્મણના વંશમાં ઉત્પન્ન થએલી વાનર યોનિને કયમ પામી.

मारुतिःकथमुत्पन्नोरुद्रांशयोलोकविश्रुतः ॥
हनूमानितियंप्राहुरामिमित्रंमहाबलं ॥ ४ ॥

અર્થ—લોકમાં વીખ્યાત રૂદ્રના અંશથી હનુંમાન કયમ ઉત્પન્ન થયા. જેને મહા બળવાન તથા રામના મિત્ર કેહેછે. ૪

तस्योत्पत्तिंविशेषेणकथयस्वविचक्षणा ॥
वानर्यांमारुतःकस्मादुत्पत्तिरभवच्छुभा ॥ ५ ॥

હે વિચક્ષણ તેની ઉત્પત્તિ વિશેશ કરી કહો. શુભ એવી હનુમાનની ઉત્પતી વાનરી જાતીમાં કેમ થઇ. ૫

श्रुत्वामुनिनांवचनंरोमहर्षणनंदनः ॥
प्रोवाचप्रणतोवाग्मीश्रुयतांविमलांकथां ॥ ६ ॥

અર્થ—મુનીનું વચન સાંભળી રોમ હર્ષણના પુત્રને વાણી નીચે રાખનાર સુત પુરાણી નમ્ર થઈ નિર્મળ કથા કેહેવા લાગ્યા. ૬

अहिल्यामानसीपुत्रीब्रह्मणोतिगुणांकरा ॥
नतादृशीत्रिलोकेषुश्रेष्ठाकाचिद्वरांगना ॥ ७ ॥

અર્થ—બ્રહ્માના મનથી થએલી પુત્રી અહલ્યા નામની ઘણી ગુણવાન થઇ એનાં સરખી ત્રણ લોકમાં કોઈ શ્રેષ્ટ સ્ત્રી નથી. ૭

रूपयौवनसंपन्नांदृष्ट्वातांसुमनोहरां ॥
दिक्पालाविष्णुसहितायाचनांचक्रिरेविधिं ॥ ८ ॥

અર્થ—રૂપને યુવાવસ્થાએ યુક્તને મનને હરનારી તે કન્યાને જોઈ વિસ્નુ સહિત સઘળા દેવગણો બ્રહ્મા પાસે કન્યાની માગણી કરવા લાગ્યા. ૮

विधिःप्रोवाचतान्सर्वान्परिक्रम्यधरातलं ॥
शीघ्रमायातिमेपार्श्वंतस्मैकन्याप्रदीयते ॥ ९ ॥

અર્થ—ઈંદ્રાદી સર્વ દેવને બ્રહ્મા કહેછે જે આ પ્રથ્વીની પ્રદક્ષિણા કરી મારી પાસે જલદી આવે તેને આ કન્યા આપવી. ९

श्रुत्वासुरगणाःसर्वेयानान्यारुह्यसत्वराः ॥
ययुःप्रक्रमितुंदेवींधरांत्रैलोक्यमातरं ॥ १० ॥

અર્થ—ઈંદ્રાદી સરવ દેવો બ્રહ્માનું વચન સાંભળી પોતાના વાહન ઉપર બેસી ત્રણ લોકની માત રૂપ પ્રથ્વિની પ્રદક્ષિણા કરવા ચાલ્યા. १०

गौतमोपितदागत्यब्रह्माणंसमयाचत ॥
कन्यांकमलगर्भाभामहिल्यांलोकसुंदरी ॥ ११ ॥

અર્થ- ગૌતમ રૂશી પણ બ્રહ્મા પાસે આવી લોકમાં શ્રેષ્ટ કમળ ગર્ભ સરખો કાંત્તીવાળી અહલ્યા નામની કન્યાની માગણી કરવા લાગ્યા.

ब्रह्माप्रोवाचयःपूर्वंपरिक्रम्यधरातलं ॥
समागच्छतिवेगेनतस्मैदेयासुतामया ॥ १२ ॥

અર્થ- બ્રહ્મા કહેછે જે પ્રથમ પ્રથવી પ્રદક્ષિણા કરી મારી પાસે આવે તેને આ કન્યા હું આપીશ. १२

गौतमोपिसमाकर्ण्यपरिक्रांतुंधरातलं ॥
ययावप्यजिवेगेनकन्यापाणिग्रहेच्छया ॥ १३ ॥

અર્થ—ગૌતમરૂશી પણ આ વાત સાંભળી કન્યા પરણવા માટે અતી વેગથી પ્રથવી પ્રદક્ષિણા કરવા ચાલ્યા.

गच्छन्मार्गेमाहाबुद्धिःधेनुंपरमशोभनां ॥
प्रसूतिसमयेपश्यद्धराहर्षापुरोदितां ॥ १४ ॥

અર્થ—માહાબુદ્ધિવાન ગૌતમ રૂશી માર્ગમાં જતાં પુર્વે કહેલી પ્રથવીરૂપ પ્રસુતી કાળને વીશે પરમ શ્રેષ્ઠ એવી ગાયને દીઠી. १४

धात्रास्वयंस्वयमेवदेवताभिस्तुतौसदा ॥
गौतमस्तांपरिक्रम्यधराधर्मांपमर्शीर्षी ॥ १५ ॥

અર્થ-બ્રહ્માએ પોતાના મુખથી વેદ શાસ્ત્રને સમૃતીમાં કહેલું છે કે પ્રસુતીકાળમાં ગાય પૃથ્વી રૂપ છે. એવું જાણી ગાયની પ્રદક્ષિણા કરી. ૧૫

ब्रह्मणोंतिकमागत्यप्रोवाचप्रणतस्तदा ॥
धरामयापरिक्रांतातववाक्याज्जगत्पते ॥ १६ ॥

અર્થ—બ્રહ્મા પાસે ગૌતમ રૂશી આવી નમ્ર થઈ કેહેવા લાગ્યા કે જગતપતી તમારા વચનથી પ્રથવી પ્રદક્ષિણા કરી હું તમારી પાસે આવ્યો. ૧૬

दोहिकन्यांविधानेनतववाक्यंकृतंभवेत् ॥
प्रदक्षिणिकृताधेनुःप्रसूतिसमयेधरा ॥
धरारूपासदेवोक्ताभवद्भिःशक्यनिश्चये ॥ १७ ॥

અર્થ—તમારૂં વચન સત્ય કરવા માટે આ કન્યા મને વીધીથી આપો કે તમે શાસ્ત્રમાં કહેલું છે કે પ્રસૂતી કાળમાં ગાય પ્રથવી રૂપછે. ૧૭

परिक्रमतियोधेनुंप्रसूतिसमयेनरः ॥
धरातेनपरिक्रांतासशैलवनकानना ॥ १८ ॥

અર્થ—જે મનુશ પ્રસુતી કાળમાં ગાયની પ્રદક્ષિણા કરે તેણે વનને પર્વતો સહીત પ્રથવી પ્રદક્ષિણા કરી એમ જાણવું. ૧૮

प्रसूतिसमयेधेनुंवक्रांताधरणीसमां ॥
योददातिनरःपात्रेतेनदत्तावसुंधरा ॥ १९ ॥

અર્થ- અધો મુખી ગાય સારા સંક્રમણ દીવસે પાત્ર જોઈ જે દાન કરે તેણે આખી પ્રથવીનું દાન કર્યા બરોબર છે. ૧૯

वेदेपुराणेसिद्धांतेकृतोयंनिश्चयःपुरा ॥
तस्माद्देहिसुतांधातस्तवचेतसीरोचते ॥ २० ॥

અર્થ- હે પીતામહ વેદ પુરાણને સીધ્ધાંતને વિશે આવો નિશ્ચય છે માટે તમારી મરજી હોય તો આ કન્યા મને આપો. ૨૦

गौतमस्यवचःश्रुत्वाब्रह्माप्रोवाचसत्वरं ॥
प्रमाणमेतद्वचनंधराक्रांतात्वयाध्रुवं ॥ २१ ॥

અર્થ—ગૌતમનું વચન સાંભળી તેમથી બ્રહ્મા કેહેછે. એ તમારૂં બોલવું પ્રમાણ છે તમે નક્કી પ્રથવી પ્રદક્ષિણા કરી, ૨૧

वेदाःसत्याःहरेर्वाक्यंममवाक्यंयदाभवेत् ॥
तदाभवतुभूपृष्ठेतवैवपदपद्धतिः ॥ २२ ॥

અર્થ—વેદ જો સત્ય હોયને હરીનું વાકય તથા. મારૂ વચન સત્ય હોય તો પ્રથવી ઉપર તમારા પગની પધ્ધતી થાય. ૨૨

ममैवपादयोःपूर्वंविद्यतेधरणीतले ॥
पश्यतिःसर्वदेशेषुद्रष्टंदिव्येनचक्षुषा ॥ २३ ॥

અર્થ- પ્રથમ આ પ્રથવીમાં મારા પગની પધ્ધતી દીવ્યજ્ઞાને કરી સર્વ દેશમાં જોયલી છે. ૨૩

जलधाराकृतापूर्वंपरिक्रमणहेतुना ॥
सापिसंदृश्यतेधातःपादयोःपद्धतेसमं ॥ २४ ॥

અર્થ—હેબ્રાહ્મણ પ્રથમ પ્રદક્ષિણા માટે જળધારા કરી તે પણ પગની પધ્ધતી બરાબર જણાય છે. ૨૪

एतच्छ्रुत्वाविधिर्ज्ञात्वास्वयंदिव्येनचक्षुषा ॥
ददौकन्यांविधानेनगौतमायमहात्मने ॥ २५ ॥

અર્થ—એમ સાંભળી બ્રહ્મા પોતાના દીવ્ય જ્ઞાનથી જોઇ મહાત્મા ગોતમને પોતાની કન્યા વીધીથી આપી. ૨૫

समागताःसुराःसर्वेपरिक्रम्यधरातलं ॥
ददृशुर्गौतमंसर्वेवृतपूर्वमहिल्यया ॥ २६ ॥

અર્થ—સર્વ દેવો પ્રથવી પ્રદક્ષિણા કરી બ્રહ્મા પાસે આવ્યા ત્યારે અહલ્યાને પરણેલા ગોતમરૂશીને જોયા, ૨૬

देवराजःसमायातोपूर्वमेवयइच्छया ॥
तांवृतांदृक्सेबालांगौतमेनमहात्मना ॥ २७ ॥

અર્થ—દેવનો રાજા ઇંદ્ર પણ દૈવ ઇચ્છાથી પ્રથમ આવ્યો તેણે મહાત્મા ગોતમે વરેલી બાળાને દીઠી. ૨૭

शक्रःप्रोवाचद्रुहिणंपूर्वमस्मिसमागतः ॥
परिक्रम्यधरांदेवींगौतमायाकिमर्प्पिता ॥ २८ ॥

અર્થ- ઇંદ્ર બ્રહ્માને કહેછે હું પ્રથવી પ્રદક્ષિણા કરી પ્રથમ આવ્યોને કન્યા ગોતમને કયમ આપી. ૨૮

श्रुत्वाशक्रस्यवचनंब्रह्माप्रोवाचसत्वरं ॥
परिक्रांताधरादेवीगौतमेनमहात्मना ॥ २९ ॥

અર્થ—ઈંદ્રનું વચન સાંભળી બ્રહ્મા વેગથી કહેછે. મહાત્મા ગઉતમે પ્રથમ પ્રદક્ષિણા કરી. ૨૯

यदादृष्टास्तिसकलेधरापीठेस्वचक्षुषा ॥
गौतमस्यैवपदयोःपद्धतिःसजलायदा ॥ ३० ॥

અર્થ—આ સઘળી પૃથ્વી ઉપર મારા જ્ઞાનથી ગૌતમનાં પગલાંમાં સજળ સહીત પદ્ધતી જોઇ એ કન્યા આવી. ૩૦

तदात्वयानवक्तव्यंकथंदत्तासुलोचना ॥
परिक्रांताधरानेनत्वत्तःपूर्वशचिपते ॥ ३१ ॥

અર્થ- આ રૂડાં નેત્ર વાળી કન્યા ગઉતમને કયમ આપી એવું બોલવું, કેમકે હે શચિના પતી તારાથી પ્રથમ આ ગઉતમે પૃથ્વી પ્રદક્ષિણા કરી છે. ૩૧

तस्माद्दत्तामयाबालागौतमायमहात्मने ॥
शक्रःप्रोवाचवचनंमयादृष्टामहात्मनः ॥
पदयोःपद्धतिःसम्यक्सजलाकुसुमान्विता ॥३२–३३॥

અર્થ-તે માટે મેં મહાત્મા ગૌતમને કન્યા આપી. ઈંદ્ર કહે છે મેં મહાત્મા ગૌત્તમનાં પગલાંમાં જળ સહી પુષ્પ યુકત પદ્ધતી જોઇ૩૨-૩૩

सम्यक्कृतंत्वयाधातर्विचार्यमनसांतरे ॥
गौतमायमुदादत्तालोकश्रेष्टानितंबिनी ॥ ३४ ॥

અર્થ- હે બ્રહ્મા તમે મનમાં વીચારી સારૂં કર્યું જે સુંદર કટી પશ્ચાદ ભાગવાળી અને લોકમાં શ્રેષ્ટ એવી આ કન્યા ગઉતમને આપી. ૩૪

इत्युक्त्वाप्रययौनाकंतुराषाटकामसंयुतः ॥
गौतमोपिप्रियांलब्ध्वास्वाश्रमंमुदितोययौ॥ ३५ ॥

અર્થ- એ રીતે કહી શત્રુના વેગને સહન કરનાર ઈંદ્ર કામ યુકત થઈ સ્વર્ગમાં ગયો. અને ગઉતમ રૂષિપણ અહલ્યાને પામી હર્ષથી પોતાના ઘેર ગયા. ૩૫

सुरराजोपिसंतप्तोकामेनातिबलियसा ॥
पश्यन्नेवांतरंनित्यंस्थितश्चाश्रममंडले ॥ ३६ ॥

અર્થ—અતી બળવાન કામદેવથી તાપ પામેલો દેવનો રાજા ઈંદ્ર રૂષિના આશ્રમમાં આવી નીત્યઘરમાં જવાનો અવકાશ ખોળેછે.

गौतमादेवसंजाताकन्याकमललोचना ॥
शतानंदादयःपंचपुत्राःश्रेष्टाबभूवह ॥ ३७ ॥

અર્થ- ગઉતમ થકી કમળ સરખાં નેત્રવાળી એક કન્યા થઈ અને નંદને આદી લઈ શ્રેષ્ઠ પાંચ પુત્રો પણ થયા. ૩૭

गौतमेनविनाहिल्यांनापश्यत्पाकशासनः ॥
गौतमोपिसदाहिल्यांनैवमुंचतिशंकितः ॥ ३८ ॥

અર્થ— ગઉતમવના ક્ષણમાત્રપણ અહલ્યાને એકલી ઈંદ્રે જોઈ નાહીં. ગઉતમ રૂષિપણ ઈંદ્રથી શંકા પામી ક્ષણમાત્ર પણ અહલ્યાને છુટી કરતા ન્થી. ૩૮

प्रौढांजनीसदापार्श्वेमातुस्तिष्टतिशंकिता ॥
पित्रास्तिकथितंपूर्वंदेवराजविचेष्टितं ॥ ३९ ॥

અર્થ—મોટી એવી અંજની પણ પોતાની મા પાસે શંકીત થઈ રેહેછે. કેમકે પોતાના બાપે દેવના રાજા ઈંદ્રનું ચેષ્ટીત કહેલુંછે. ૩૯

एकस्मिन्दिवसेकामाद्धाविनार्थेनमोहितः ॥
ताम्रचडस्वरूपेणाप्यशंसीत्पश्चिमांनिशां ॥ ४० ॥
ककुटस्यनमाकर्ण्यगौतमोमुनिसत्तमः ॥
प्रबुद्धःपयर्योस्त्रातुंभागीरथ्यास्तपोवनं ॥ ४१ ॥

અર્થ- કોઈક સમય થવાકાળ વડે મોહ પામેલો ઈંદ્ર કુકડાના સ્વરૂપે કરી પાછલી રાતે બોલવા લાગ્યો. કુકડાનો શબ્દ સાંભળી મુનીઓમાં ઉત્તમ એવા ગઉતમરૂષિ જાગી ભાગીરથીમાં સ્નાન કરવા સારૂ ગયા. ૪૦-૪૧

स्नातुंगतेमुनौशक्रःसमागछन्मुनेर्गृहं ॥
गौतमरूपमास्थायतपोद्योतितविग्रहं ॥ ४२ ॥

અર્થ—ગઉતમ મુની ગંગાજીમાં નહાવા ગયા ત્યારે ઈંદ્ર ગઉતમનુ રૂપ લઈ મુનીના આશ્રમમાં પેઠા. ૪૨.

समागतंमुनिदृष्ट्वाप्रोवाचातिमुदान्विता ॥
कथमेवागतंशिघ्रमस्नात्वेवमहामुने ॥ ४३ ॥

અર્થ—પાછા આવેલા મુનીને જોઈ હર્ષ યુક્ત એવાં અહલ્યા કેહેછે. હે મહામુની નાહ્યા વગર ઉતાવળથી કેમ આવ્યા. ૪૩

शक्रःप्रोवाचसुभगेमार्गेसंगछतामया ॥
निधृवनंप्रकुर्वाण[illegible]चुडोवलोकितः ॥
तदाममापिसंजानात्वसंगायभामिनि ॥ ४४ ॥

અર્થ— ઈંદ્ર કેહે છે હે મોટા ભાગ્યવાળી સ્ત્રી માર્ગમાં આવતાં

મેં વીષય કરતો કૂકડાને દીઠો, ત્યારે મનેપણ તારા સંગને અરથે પ્રીતી થઈ. ૪૪

मैथुनंदेहिसुभगेमैथुनार्थसमागतः ॥
श्रुत्वाहिल्यातदोवाचपाश्चात्योरजनिभवे ॥
ब्रह्मयोमुहुर्तोभवतांमैथुनायविगर्हितः ॥ ४५ ॥

અર્થ- હે રૂડા ભાગ્યવાળી સ્ત્રી હું મૈથુનને અરથે આવેલોછું માટે મને આપ એમ સાંભળી આહલ્યા કેહે છે પાછલી રાત આ બ્રહ્મા મુહુરતછે ને એ મુહુરતમાં તમે વીષય નીંદીત કહેલો છે. ૪૫

इंद्रःप्रोवाचरजनीवर्त्ततेबहुलाशुभे ॥
तस्मान्नीधुवनंदेहिकामार्त्तायशुचिस्मिते ॥ ४६ ॥

અર્થ- હે શ્રેષ્ટ સ્ત્રી હજુ ઘણી રાત છે. માટે હે પવીત્ર હાસ્યવાળી સ્ત્રી મને કામથી પીડાયલાને વીર્ય આપ. ૪૬

यद्येवंतर्हितेभार्याभुंक्ष्वस्वामिन्यथा... ॥
इत्युक्तोभोकुमारेभेतामहिल्यांमनस्विनां ॥ ४७ ॥

અર્થ— અહલ્યા કેહેછે જો એમ હોયતો હું તમારી સ્ત્રી છું યથા સુખ મને ભોગવો. એમ કેહેવાથી મનસ્વી આહલ્યાને આરંભ કર્યો. ૪૭

भुज्यमानातुसाज्ञात्वाबलिष्टंमुनिसंन्निभं ॥
कोसिदुष्टपरक्षेत्रेप्रवृत्तोसिप्रियाकृते ॥ ४८ ॥

અર્થ- વીશાય કરતાં ઘણો બળવાન અને મુની સરખા વેષ લીધેલો જાણી કેહેછેકે હે દુષ્ટ કોણછું ને પારકા ક્ષેત્રમાં સ્ત્રી અર્થે કયમ આવ્યો છું. ૪૮

सत्यंकथयनोचेत्त्वांशप्स्याम्यद्यदुराशयं ॥
श्रुत्वाप्यहिल्यावचनंशक्रःप्रोवाचसत्वरं ॥ ४९ ॥

અર્થ- સત્ય કેહે નહીંતો દુષ્ટ મનવાળા તને હું શાપ દેઈશ. આહલ્યાનું વચન સાંભળી ઈંદ્ર ઉતાવળથી કેહેછે. ૪૯

देवराजोस्मिसुभगेत्वदर्थंधरणीतलं ॥
परिक्रांतोस्मिलब्ध्यर्थसत्यंकर्त्तुंत्विन्द्रियं ॥ ५० ॥

અર્થ- હે રૂડા ભાગવાળી સ્ત્રી હું દેવતાઓનો રાજા ઈંદ્ર છું. અને તારે અરથે આ પૃથ્વી પ્રદક્ષિણા મેં કરી. ૫૦

तत्वत्समास्तिस्त्रलोकेनपातालेनधरातले ॥
तस्मात्त्वदर्थमायातोमांक्षमस्वसुमध्यमे ॥ ५१ ॥

અર્થ— તારી બરોબર કોઈપણ સ્ત્રી સ્વર્ગ, પાતાળ અને પૃથ્વીમાં પણ નથી. તેમાટે તારે અર્થે આવેલોછું માટે રૂડા મધ્ય ભાગવાળી સ્ત્રી મને ક્ષમા કર. ૫૧

उद्वाहितायदासुभ्रुछलेनैवसुमध्यमा ॥
तदाप्रभृतिमेकामोदहत्येवहिमानसं ॥ ५२ ॥

અર્થ- હે રૂડી ભ્રુગુટીવાળી સ્ત્રી છળે કરી તારા પીતાએ જ્યારે ગઉતમને આપી ત્યારે કામ મારા મનને બાળે છે. ૫૨

अद्यासौगमितःशांतिंत्वत्संगेनशुचिस्मिते ॥
त्रैलोक्याधिपतिस्त्वद्यसंजातोवरवर्णिनी ॥ ५३ ॥

અર્થ- હે પવીત્ર હાસ્યવાળી સ્ત્રી જે વરને વરનારી આજ તારા સંગે કરી કામ શાંત્તી થયો ને ત્રણ લોકનો રાજાપણ આજ હું થયો. ૫૩

तस्मात्क्षमस्वसुभगेममपूर्णामनोरथाः ॥
त्वत्समानापराकाचिद्विद्यतेहिनितंबिनी ॥ ५४ ॥

અર્થ- હે રૂડા ભાગ્યવાળી મારો અપરાધ ક્ષમા કર ને આજ મારા મનોરથ પરીપુર્ણ થયા. કારણ તારા બરોબર સુંદરી કહી પશ્ચાદ ભાગવાળી કોઈપણ સ્ત્રીછે નહી. ૫૪

ज्ञात्वाशक्रंनदाप्रोचेदेवराजरतिंशुभां ॥
शीघ्रंभुक्त्वाव्रजविभोज्ञात्वाशप्स्यतिमेपतिः॥ ५५ ॥

અર્થ- ઇંદ્રને ઓળખી અહલ્યા કહેછે હે દેવના રાજા હે સમર્થ આ શ્રેષ્ઠ વીષયને ભોગવ. જલદીથી જાઓ નહીંતો મારા સ્વામી જાણશેતો તમને શ્રાપ દેશે. ૫૫

इतिश्रुत्वावाक्यंसुरपतिमनोतीवमुदितं ॥
भयंसक्त्वाभर्व्यांमुनिवरप्रियांभोगमकरोत् ॥
द्वयोःप्रीतिर्ज्जज्ञेरतिरससुखंचानुभवितुंसुराधीशस्तुष्टः
परिरमणिरंगेनसुभृशं ॥ ५६ ॥

અર્થ—એ રીતે અહલ્યાનું વચન સાંભળી દેવના રાજા ઇંદ્રનું મન ઘણું હર્ષ પામ્યુંને ભય છોડી દઈ મુનીઓમાં શ્રેષ્ટ એવા ગઉતમની સ્ત્રી સાથે ભોગ કરવા લાગ્યો. ને અન્મો અન્ય પ્રીતી થઈ. અને રતી રસના સુખને ભોગવી અહલ્યાના અંગ સંગે કરી ઘણો પ્રસન્ન થઈ વીષય સુખ ભોગવ્યું.

इतिश्रीवायुपुराणेमारुतोत्पत्तोदशमोऽध्यायः ॥॥१०॥॥
ઇતી શ્રી વાયુ પુરાણે ગુર્જર ભાષાયાં દસમો અધ્યાય. ૫૬

## अध्याय ११ मो.

सूतउवाच—ताम्रचुडध्वनिंश्रुत्वागौतमोगात्जलाधिकां ॥
योजनार्ध्येसुरनदिंस्नातुंप्रीतिपुरःसरं ॥ १ ॥

સૂત કેહેછે કુકડાનો શબ્દ સાંભળી અડધા યોજનને છેટે ઘણાજ જ-ળવાળી ગંગાજીમાં નહાવા માટે પ્રીતીથી ગયા. ૧

तत्रगत्वायदायश्यस्सुप्तामेवत्रिलोकगां ॥
चिंतयन्मनसाकिंचित्किमद्यापिनबुध्यते ॥
नूनंरात्रिःपृथुतराभविष्यतिनसंशयः ॥ २ ॥

અર્થ— ત્યાં જઈ ત્રણ લોકમાં રેહેનારી ગંગાને સૂતેલી જોઈ મન સાથે વીચાર કર્યો કે હજુ કયમ જાગતી નથી. હજુ ઘણી રાત છે એમાં સંદેહ નહીં. ૨

भ्रमायभ्रमेणोक्तंवाताम्रचूडेनशब्दितं ॥
रात्रौस्नानंप्रशंसंतिनैवशास्त्रविदोजनाः ॥ ३ ॥

અર્થ—કુકડો બોલ્યો તે મને ભ્રમ કરવા સારૂ નથી એને મોહ થયો. રાત્રીને વીશે સ્નાન કરવું વીદ્વાન પુરૂશો વખાણતા નથી. ૩

विचार्यैवंस्वभवनमगमन्मुनिसत्तमः ॥
पुनरौतिनकस्मात्सस्ताम्रचुडोविमोहितः ॥ ४ ॥

અર્થ— મુનીઓમાં શ્રેષ્ટ ગઉતમરૂશી એમ વીચારી પોતાના ઘરમાં આવ્યા ને કેહેછે કે આ મોહીત થએલો કુકડો ફરીથી કયમ બોલતો નથી. ૪

समागतंमुनिंदृष्ट्वाकौशिकोतिभयाकुलः ॥
मूखवकारिवपुंधृत्वानिश्चक्राममुनेर्गृहात् ॥ ५ ॥

અર્થ— આવેલા મુનીને જોઈ ભયાતુર થએલો ઈંદ્ર બિલાડી સરખું શરીર કરી મુનીના ઘરમાંથી બાહાર નીકળ્યો. ૫

दृष्ट्वोतुंकन्यकांपृच्छत्कथमोतुममाश्रमे ॥
समागच्छाद्विपश्यंत्वास्तवपुत्रिदुराशयः ॥ ६ ॥

અર્થ—બિલાડાને જોઈ અંજનીને કેહેછે. કે મારા ઘરમાં બીલાડું કયાંથી. હે પુત્રી તારા દેખતાં દુષ્ટ હ્રદયવાળો આ કોણ આવ્યો. ૬

श्रुत्वापितुर्वचस्तथ्यमंजनीभयविह्वला ॥
प्रोवाचनोहिमार्जारोविद्यतेकोपिदेवता ॥ ७ ॥

અર્થ- સત્ય એવું આપનું વચન સાંભળી ભયથી વીહ્વળ થએલી અંજની કેહેછે એ બોલાડો નહોય કોઈક દેવતા છે. ૭

श्रुत्वांजनीवचस्तथ्यंचिंतयन्गौतमस्तदा ॥
ज्ञात्वागनंतुरासाहंमशपत्काममोहितं ॥ ८ ॥

અર્થ- સત્ય એવું અંજનીનું વચન સાંભળી ગઉતમને વીચાર કરતાં માલમ પડયું કે કામથી મોહીત થએલા ઇંદ્રને જોઈ શાપ દીધો. ૮

यस्मात्सुराणामधीपोभूत्वाकर्मविगर्हितं ॥
तस्मात्पतेतांवृषणौतववासवभूतले ॥ ९ ॥

અર્થ- હે ઇંદ્ર તું દેવનો રાજા થઈ નીંદીત કર્મ કરયું માટે તારા વ્રષણ પ્રથવીમાં પડો. ૯

उक्तमात्रेतवृषणौपतितौधरणीतले ॥
व्रीडितोवासवःकिंचिद्गमत्गंधमादने ॥ १० ॥

અર્થ— કહેતા માત્રમાંજ વ્રષણ પ્રથવીમાં પડયા. હવે કંઈક લજા પામેલો ઇંદ્ર ગંધમાદન પર્વતપર ગયો. १०

गौतमःस्वांप्रियांप्राहकस्तेपार्श्वमुपागतः ॥
भुक्तस्त्वयादुराचारोवंचयित्वागृहेहिमां ॥ ११ ॥

અર્થ- ગઉતમરૂશી પોતાની સ્ત્રીને કેહેછે તારીપાસે કોણ આવ્યો હતો. ને મને છેતરી તે દુરાચારી કોની સાથે સંભોગ કર્યો. ૧૧

श्रुत्वातिविस्मिताकिंचित्प्रोवाचातिविचक्षणा ॥
त्वमेवाद्यमयाभुक्तोनान्यःकश्चनमानवः ॥ १२ ॥

અર્થ- આવું વચન સાંભળી વીસ્મય પામેલી અને ઘણી વીચક્ષણ આહલ્યા કહેછે તમારા સાથેજ મેં ભોગ કર્યો. બીજો કોઈ અહીં આવ્યો નથી. ૧૨

त्वमेवसर्वंजानासिनान्यवत्ज्ञानदुर्बलः ॥
त्वयाहंयाचितानाथमैथुनायपतिव्रता ॥ १३ ॥

અર્થ- તમે સઘળું જાણોછો. બીજાની માફક જ્ઞાન દુર્બળ નથી પતીવ્રતા એવી મને તમે મૈથુન માટે કહ્યું ૧૩

नोत्तरंकथितुंशक्तातवरुपविमोहिता ॥
सकामंयाहिभर्त्तारंनिषेधयतिदुर्हृदा ॥ १४ ॥

અર્થ—તમારા રૂપથી મોહ પામેલી હું ઉત્તર આપવા સમર્થ નથી કારણકે કામના ઈચ્છાવાળા સ્વામીને જે સ્ત્રી ના કહે તે દુષ્ટ જાણવી. ૧૪

व्यालीभवतिसादुष्टाभवतःसंश्रुतंमया ॥
तथापिकथितंब्रह्मन्ब्राह्मयमुहूर्तहिवर्त्तते ॥ १५ ॥

અર્થ- પોતાના સ્વામીને કહેનારી તે સ્ત્રી સર્પણી થાયછે એવું તમારાથી મેં સાંભળયું છે. તોપણ મેં કહયું હે સ્વામી આ બ્રહ્મ મુહુરત છે. ૧૫

त्वयोक्तंवर्त्ततेरात्रिस्तदात्माहिसमर्पितः ॥
कामश्चाष्टगुणःपुंभ्योनारीणांवर्त्ततेध्रुवं ॥ १६ ॥

અર્થ—ત્યારે તમે કહ્યું કે હજુ રાત્રી છે ત્યારે મારો આત્મા મેં તમને અર્પણ કર્યો સ્ત્રીને પુરૂષ કરતાં આઠ ઘણો કામ રહેછે.૧૬

यदायाचातभर्त्तास्वांभार्यांभोक्तुंसमुद्यतः ॥
नेतिभाषतिरुच्यर्थंप्रसन्नातिविचेतसा ॥ १७ ॥

અર્થ—જ્યારે પોતાનો સ્વામી સ્ત્રીને ભાગવવા બોલાવે ત્યારે પ્રસન્ન ચીત્તથીના નહીં કહેવું. ૧૭

त्वयाभुक्तास्मिविप्रर्षेधन्याहंभक्तिवत्सला ॥
भर्त्तुःसंगात्परंसौख्यंनान्यंकिंचित्तुयोषितां ॥१८॥

અર્થ- હે બ્રહ્મણમાં શ્રેષ્ટ સ્વામી તમને ઘણી વહાલી એવી મને તમેજ ભોગવી છે સ્ત્રીઓને સ્વામીના સંગથી કંઈપણ વધારે સુખ નથી. ૧૮

नभूषणैस्तथाभक्ष्यैर्भोगैर्नानाविधैशुभैः ॥
यथातुष्यतिभर्त्तारंभुक्त्वातांवपतिव्रता ॥ १९ ॥

અર્થ—પતીવ્રતા સ્ત્રી જે પ્રમાણે પોતાના સ્વામી સાથે ભોગ કરી સૂખ પામેછે તેમ ઘરેણાં, ખાવાના પદાર્થો વીગરેથી પ્રસન્ન થતી નથી. ૧૯

ज्ञात्वासत्यंप्रियावाक्यंमुनिःप्रोवाचसस्मितं ॥
नाहंजारःसमायातोममरूपेणशोभने ॥ २० ॥

અર્થ— સ્ત્રીનું કહેવું સત્ય જાણી હાસ્ય સાથે ગઉતમમુની કહે છે હે રૂડી સ્ત્રી હું તારી પાસે આવ્યો નથી મારૂ રૂપ લઈ જાર પુરૂષ આવ્યો. ૨૦

सकथनत्वयाज्ञातोपुत्र्याज्ञातःकथंहिसः ॥
इत्युक्त्वासायुनःप्रोचच्छृणुस्वामिन्ममोदितं ॥२१॥

અર્થ- તે જારને પુત્રીએ ઓલખ્યો છતાં તેં કેમ ન ઓળખ્યો એમ કહ્યું તો ફરીથી કહે છે હે સ્વામી મારૂં કહેવું સાંભળો.૨૧

सकामंप्रेक्ष्यभर्त्तारंसकामास्यात्सुलोचना ॥
विचारयतिनोकिंचिद्रतिरागविमोहिता ॥ २२ ॥

અર્થ- કામ સહીત સ્વામીને જોઈ સુલોચનાપણ સકામા થાય અને રતી રાગથી મોહ પામેલી કંઈપણ વીચાર ન કરે. ૨૨

विचारादेवजानंतिब्रह्माद्याःसेश्वराःसुराः ॥
तस्माद्विचारितंनैवमयाकिंचिन्महामुने ॥ २३ ॥

બ્રહ્માને આદિ લઈ મોટા દેવો વીચારથી જાણેછે માટે હે માહા મુની મેં કંઈ વીચાર્યું નથી. ૨૩

तस्मात्क्षमस्वभोब्रह्मन्सदारक्ष्याहियोषितः ॥
अज्ञानाद्यत्कृतंपापंसोढुमर्हसिसांप्रतं ॥ २४ ॥

અર્થ- હે બ્રહ્મન મારા અપરાધને ક્ષમા કરો. સ્ત્રીઓતો સદા રક્ષણ કરવા યોગ્યછે અજ્ઞાનથી કરેલું પાપ તમે સહન કરવા યોગ્ય છો.૨૪

प्रायश्चितंव्रतंवापिदेहिजारसमुद्भवं ॥
त्वयेदितंकरिष्यामियदुक्तंब्रह्मवादिना ॥ २५ ॥

અર્થ—જારથી થએલું પ્રાયશ્ચીત વ્રત મને કહો. બ્રહ્મ વેત્તા એવા તમારા કહેવાથી હું તે વ્રત કરીશ. ૨૫

एतच्छ्रुत्वामुनिस्तथ्यंस्नातुभागीरथींययौ ॥
नापराधोस्तिभार्यायाममरूपविमोहिता ॥ २६ ॥

અર્થ- એવું સત્ય વચન સાંભળી મુની ભાગીરથી ગંગામાં નહાવા સારૂ ગયા. મારા રૂપથી મોહ પામેલી સ્ત્રીનો કંઈપણ અપરાધ નથી. ૨૬

जुगुप्सितंकृतवतीनापराधोऽर्कतुना ॥
अपराधीमयासप्तोवृषणाभ्यांवियोगतः ॥ २७ ॥

અર્થ— નીંદીત કર્મ કર્યું પણ એનો કંઈ અપરાધ નથી. અપરાધી ઈંદ્રને મેંતો શાપ આપવાથી વ્રષણ વગરનો થયો. ૨૭

इत्येवंमनसाध्यात्वागतःस्नातुंसुरापगां ॥
सक्त्वाकोपंप्रियाभुतंब्राह्मणःकोमलांतरः॥ २८ ॥

અર્થ— આ પ્રમાણે મન સાથે વીચારી પ્રીયા થકી ઊત્પન્ન થએલા કોપને છોડી ગંગામાં સ્નાન કરવા ગયા, કેમકે બ્રાહ્મણનું હૃદય ઘણું કોમળ હોય છે. ૨૮

गतेस्नातुंगंगांमुनिवरवरेकोपसहितासुतांप्रोतद्दुष्टेकिमिदमधु-
नातेव्यवसितं ॥ सुतांमातारक्षेत्जननीमपिपुत्रिप्रथुतरात्वयाहंत्रै
लोक्येकुलयुगलमध्येकलुषिता ॥ ॥ २९ ॥

અર્થ- મુનીઓમાં શ્રેષ્ટ એવા ગઉતમ ગંગામાં નહાવા સારૂ ગયા ત્યારે કોપ યુકત એવી અહલ્યા પોતાની પૂત્રીને કેહેછે. હે દુષ્ટ તારો શો વીચાર છે. પુત્રીનું મા રક્ષણ કરે અને મોટી દીકરી માનું રક્ષણ કરે. ૨૯

त्वयानैवोक्तंस्यान्मुनिवरपुरः पापिणीयदातदानोवैविंद्यात्दि-
विभुविनरोनागनीकरः ॥ मदीयंयत्पापंत्रिभुवनजनेष्वेवविदितं
सुराधिशेशप्तेमुनिवरवरेणैवदुहृदे ॥ ॥ ३० ॥

અર્થ- હે પાપણી તેં જો મુનીના મોઢા આગળ આ વાત ન કહી હોતતો સ્વર્ગને મૃત્યુ લોકમાં કોઈપણ જાણત નહીં. હે દુષ્ટ હૃદયવાળી મુનીએ ઇંદ્રને શાપ દીધો તેથી જે મારૂં પાપ ત્રણ લોકમાં વીદીત થયું. ૩૦

इतिश्रीवायुपुराणेमारुतोत्पत्तावेकादशोऽध्यायः ॥ ११ ॥

ઇતી વાયુ પુરાણે ગુર્જર ભાષાયાં ૧૧ અધ્યાય

---

## अध्याय १२ मो.

सूतउवाच—मातुर्वचनमाकर्ण्यप्रत्युवाचांजनीतदा ॥
नापराधोस्तिमेमातःप्रष्टेप्रोक्तंयथातथा ॥ १ ॥

અર્થ— સૂત કેહેછે, માનું વચન સાંભળી અંજની સામુ કેહેવા લાગી હે મા મારા અપરાધ નથી. મને પુછવાથી મેં જેમ હતું તેમ કહયું ૧

प्रष्टासत्यंतुयाब्रुतेसाव्यालीद्विमुखीभवेत् ॥
तस्मादुक्तंमयासत्यंकिंमांगर्हसिदुहृदे ॥ २ ॥

અર્થ- હે દુષ્ટ હૃદયવાળી મા પુછવાથી જે જુઠું કહે તે બે મોઢાવાળી શાપણ થાય, માટે મેં સાચું કહયુંછે તો તું કેમ નીંદેછે. ૨

त्वयाज्ञातोसुराधिशोनकथंहितिरस्कृतः ॥
त्वदाज्ञयाद्दढंभुक्त्वात्वामेवदुहृदेचिरं ॥ ३ ॥

અર્થ- હે દુષ્ટ તેં ઇંદ્રને ઓળખ્યો છતાં કયમ તીરસ્કાર ન કરયો. તારી આજ્ઞાથી તારી સાથે એણે ભોગ કરયો. ૩

कथंगर्हसिमांमातःकोपराधोमयाकृतः ॥
त्वयानशप्तोदेवेंद्रःकर्मकृत्वाविगर्हिता ॥ ४ ॥

અર્થ— હે મા મને કેમ નીંદેછે. મારો શો અપરાધ છે. નીંદાત એવી તેં ઇંદ્રને કયમ શાપ ન દીધો. ૪

मांनिंदसिनतेयोग्यंकुलेजातासिकुत्सिते ॥
कृत्वाकर्मनतेश्रेयोभविष्यतिनसंशयः ॥ ५ ॥

અર્થ— મને નીંદે છે એ તને યોગ્ય નથી. તું નઠારા કુળમાં ઉત્પન્ન થએલીછું. આ કર્મથી તારૂં શ્રેષ્ટ નહીં થાય એમાં શંકા નથી.૫

श्रुत्वांजन्यावचःश्रद्धामोवाचारुणलोचना ॥
स्त्रीचरित्रंनजानासितस्मात्त्वंवानरीभव ॥ ६ ॥

અર્થ- અંજનીનું વચન સાંભળી ક્રોધ પામેલીને લાલ નેત્રવાળી અહલ્યા કહે છે. તું સ્ત્રી ચરીત્ર જાણતી નથી માટે વાનરી થા. હે મૂર્ખ તું મોટા નાનાપણું જાણતી નથી. ૬

शप्तमात्रांनिजंरूपंत्यक्त्वाभूद्वानराकृतिः ॥
पितुःपार्श्वमुपागम्यस्ववृत्तांतंनिवेदयत् ॥ ७ ॥

અર્થ- શાપ દેતા માત્રમાંજ પોતાની આકૃતી છોડી વાનરી થઈ પોતાના બાપ પાસે આવી સર્વ વાત કહી. ૭

मांत्रांशप्तास्मिभोतातःक्वगच्छाम्यादिशस्वमां ॥
त्वत्पुत्रिवानरीभूत्वाकथंस्छास्वामिभूतले ॥ ८ ॥

અર્થ- હે પીતા માએ મને શાપ દીધો હવે હું કયાં જાઉ મને આજ્ઞા કરો તમારી પુત્રી હું વાનરી થઈ આ પ્રથ્વીમાં કયમ રહીશ.૮

स्छानंदर्शयमेतातःकरिष्यामिमहत्तरं ॥
तपःसर्वस्यलोकस्यश्रेयस्कामाहितैषिणी ॥ ९ ॥

અર્થ- હે પીતા સરવ લોકના હીતને ઇચ્છનારી ને કલ્યાણની ઇચ્છાવાળી હું તપ કરૂં એવું મોટું સ્થાન મને દેખાડો. ૯

पिताप्रसन्नःप्रददौवरंतस्यैमहत्तरम् ॥
वातात्तवसुतःश्रीमानरुद्रांशःसंभवीष्यति॥ १० ॥

અર્થ- પ્રસન્ન થએલા ગઉતમે તેને મોટું વરદાન આપ્યું કે હે પુત્રી ઘણી શોભાવાળા વાયુ થકી મહાદેવના અંશવાળો તારે પુત્ર થશે. ૧૦

तेनत्वंसर्वलोकेषुपुत्रेणख्यातिमेष्यसि ॥
रामभक्तःसमेधावीदेवकार्याथसाधकः ॥ ११ ॥

અર્થ– તે પુત્રવડે તારી સર્વે લોકમાં કાર્તી થશે અને એ તારો પુત્ર રામનો ભક્ત ઘણો બુદ્ધીવાન દેવનાં કામ કરનારો થશે.૧૧

महाबलोमहावीर्योदेवदानवदर्प्पहा ॥
रावणस्यवधार्थायविष्णुर्मानवरूपधृक् ॥ १२ ॥

અર્થ– મહા બળવાન મહા પરાક્રમી દેવ દાનવના ગર્વને હરનાર થસે, રાવણના વધને અરથે વીસ્નુ મનુષ્ય રૂપ ધારણ કરશે. ૧૨

भविष्यतिरघोर्वंशेरामनामन्नातिविश्रुतः ॥
दर्शनात्तस्यतेमुक्तिर्भविष्यतिसुलोचने ॥ १३ ॥

અર્થ— એ રઘુરાજાના વંશામાં રામનામથી વીખ્યાત થશે. અને તેના દરશનથી હે પુત્રી તારી મુકતી થસે. ૧૩

इतोगच्छमयोदिष्टंवायडाख्यंमहत्पुरं ॥
तत्रास्तिविपुलावापिवाडवादित्यनिर्मिता॥ १४ ॥

અર્થ– અહીંથી મારી આજ્ઞાવડે વાયડનામના મોટા શેહેરમાં જા. ત્યાં મોટી વીશાળ વાડવાદીત્યની કરેલી વાવ છે, ૧૪

वाडवादित्यतनयावायडाख्याद्विजातयः ॥
तत्रतिष्टंतिविद्वांसोवायडाख्यावणिगाणाः॥१५॥

અર્થ– વાડવાદીત્યના પુત્રો ઘણા વીદવન વાયડા બ્રાહ્મણો તે ત્યાં વસેછે અને વાયડા વણીક લોકોપણ ત્યાં વસે છે, ૧૫

तवसेवांकरिष्यंतितपसाःपरमंतपः ॥
तत्रगच्छसरिच्छ्रेष्टावाणगंगेतिविश्रुता ॥ १६ ॥

અર્થ— પરમ તપને કરનારી તારી સેવા તે કરશે માટે ત્યાં જા. અને નદીઓમાં શ્રેષ્ટ એવી બાણગંગા ત્યાં છે. ૧૬

तत्तोयेसततंस्नात्वाफलाहारातपःकुरु ॥
शीघ्रंतेतपसःसिद्धिर्भविष्यतिनसंशयः ॥ १७ ॥

અર્થ— તે બાણગંગામાં સ્નાન કરી ફળાહાર કરી તપ કર; તત્કાળ ત્યાં તપની સીધી છે એમાં સંદેહ નહી. ૧૭

इत्युक्त्वापितरंनत्वागतासामरुधन्वयोः ॥
संधौवाणनदितीरेवायडाख्यंमहत्पुरं ॥ १८ ॥

અર્થ—એ પ્રમાણે કહેલી અંજની બાપને પગે લાગી મરૂધન્વ દેશના સાંધાપર બાણ નદીને તીરે વાયડપુરમાં ગઈ. ૧૮

तत्रगत्वातपस्तेयेफलमूलजलाशना ॥
वानरीरूपसंछिन्नागौतमस्यसुतापरा ॥ १९ ॥

અર્થ— ત્યાં જઈ ફળ મૂળને જળનુ પ્રાસન કરી વાનરીરૂપે ગઉતમની શ્રેષ્ટ પૂત્રી ત્યાં રહી. ૧૯

सूतउवाच—गौतमोपितदारुष्टःकांतापार्श्वमुपागमत् ॥
कथंशप्ताहितनयामदग्रेसत्यभाषिणि ॥ २० ॥

અર્થ— સૂત કહેછે ઘણા ક્રૌધ પામેલા ગૌતમ સ્ત્રી પાસે આવી કહે છે મારી આગળ સત્ય બોલનાર સ્ત્રીને તેં કયમ શ્રાપ દીધો. ૨૦

यस्माछप्ताहितनयात्वयादुष्टेनचेतसा ॥
तस्मात्वंभवदुर्मेधेशिलारूपानितंबिनी ॥ २१ ॥

અર્થ— હે સ્ત્રી દુષ્ટ હૃદયવાળી તેં પૂત્રીને શ્રાપ દીધો માટે તું હે દુષ્ટ બુદ્ધીવાળી પથરા રૂપ થઇને પડ. ૨૧

यदादाशरथीरामोकौशिकेनाभियाचितः ॥
हत्वासुबाहुंसमरेत्वागमिष्यतेंतिकं ॥ २२ ॥

અર્થ—જ્યારે દસરથના પૂત્ર રામચંદર ને વીશ્વામિત્ર માગવા આવશે ત્યારે સુબાહુ નામે રાક્ષસને મારી તારી પાસે આવસે, ૨૨

तत्पादरजसास्पृष्टापुनस्त्वंप्रमदोत्तमा ॥
भविष्यसिदुराचारेममांतिकमुपेष्यसि ॥ २३ ॥

અર્થ- રામચંદરના ચરણાર્વીંદની રજ જ્યારે તને અડકશે ત્યારે હે દુરાચારી તું ઉત્તમ સ્ત્રી થઈ મારી પાસે આવીશ. ૨૩

इत्युक्तासाशिलारूपानष्टचेष्टाबभूवह ॥
गौतमोपिगृहंसक्त्वानिर्गतोगंधमादनं ॥ २४ ॥

અર્થ- એમ કેહેવા માત્રમાંજ ચેષ્ટા રહીત પાષાણ રૂપ થઈ પડી. ગઉતમ પણ પોતાનું ઘર છોડી ગંધમાદન પર્વતમાં ગયા. ૨૪

तत्रगत्वातपस्तेपेपरमेणसमाधिना ॥
पंचनंदादयःपुत्राःविदेहनगरंययुः ॥ २५ ॥

અર્થ- ત્યાં જઈ પરમ સમાધીએ કરી તપ કરવા લાગ્યા. નંદાદી પાંચ ગૌતમના પૂત્રો વીદેહ રાજાના શેહેરમાં ગયા. ૨૫

सुतामातुर्विवादेनगृहंनष्टंमहामुनेः ॥
गौतमस्यनतस्माद्विवादंकुर्यात्कथंचन ॥ २६ ॥

અર્થ– મા દીકરીના વીવાદે કરી મહામુની ગઉતમનું ઘર નાશ પામ્યુ, માટે કોઇએ કયારેપણ વીવાદ કરવો નહીં. ૨૬

सुताप्रौढायदागेहेमातुरेवहितैषिणी ॥
तस्याःसमंनचिवदेद्यामातागुणगर्भिणी ॥ २७ ॥

અર્થ– જ્યારે ઘરમાં માને હીત ઇચ્છનારી મોટી દીકરી હોય તેની સાથે ગુણવાન માએ વાદ કરવો નહીં ૨૭

नवदेत्कदापितनयांनपतिंसुहृजनमतिवरुषा ॥
नशपेत्कदापिकलहेनयुतांनिजदेहजामापिसुतांदुहृदां ॥ २८ ॥

અર્થ- કયારે પણ અતીરોશથી પૂત્રને પૂત્રીને પોતાના સ્વામીને અને પોતાના સ્નેહી સાથે બોલવું નહીં. અને કલેશ યુકત પોતાની પુત્રી પોતાથી ઉત્પન્ન થએલી નઠારી હોય તોપણ શ્રાપ દેવો નહીં. ૨૮

॥ इतिश्रीवायुपुराणेमारुतोत्पत्तौद्वादशोऽध्यायः १२ ॥

ઇતી શ્રી વાયુપુરાણે ગુર્જર ભાષાયાં ૧૨ મો અધ્યાય.

---

## अध्याय १३ मो.

शौनकउवाच—रुद्रांशःकथमुत्पन्नोमारुतिःप्लवगाधिपः ॥
तपस्तपस्यामंजन्यांदेवकार्यार्थसिद्धये ॥ १ ॥

અર્થ- શૌનક પૂછેછે ઈદ્રના અંશથી વાનરના રાજા હનુમાન દેવના કામ માટે તપ કરતી અંજનીથી કયમ પ્રગટ થયા. ૧

एतत्सर्वंविशेषेणसौतेकथयविस्तरात् ॥
नतृप्यामोवयंसर्वेकथांश्रुत्वामनोरमां ॥ २ ॥

અર્થ= હે સૂત પુરાણી એ સર્વે વીસ્તારથકી અમને સંભળાવો મનોરમ તમારી કથા સાંભળી અમે સંતોષ પામતા નથી. ૨

श्रुत्वातेषांहिवचनंरोमहर्षणनंदनः ॥
प्रोवाचप्रणतोवाग्मीश्रूयतांहिसुविस्तरं ॥ ३ ॥

અર્થ—તેમનું વચન સાંભળી રોમ હર્ષણના પુત્ર સુત નમ્ર થઇ વાણી નીમે રાખી કેહેછે, હે બ્રાહ્મણો વીસ્તાર સહિત હું કહું તે સાંભળો. ૩

पुरादेवासुरैःसर्वैर्मथितःकलशोदधिः ॥
तदारत्नानिजातानिसर्वाणिसुधयासमं ॥ ४ ॥

અર્થ— પુર્વે દેવને દૈત્યોએ ક્ષીર સાગર સમુદ્ર મંથન કર્યો ત્યારે અમૃત સહીત સર્વે રત્ન ઉત્પન્ન થયાં. ૪

रत्नान्यन्यानिदेवानांहस्तप्राप्तनिचाभवन् ॥
तदासुधायाःकलशंजगृहुर्दानवोत्तमाः ॥ ५ ॥

અર્થ—સઘળાં રત્નો દેવતાઆન હાથનાં આવ્યાં ત્યારે દૈત્યો એ અમૃતનો કળસ લઈ લીધો. ૫

तदाविषणास्तेसर्वेबभूवर्देवतागणाः ॥
किंकर्त्तव्यंयतोनितंदैतैयरमृतंभृशं ॥ ६ ॥

અર્થ—ત્યારે સર્વ દેવતા દુખ પામવા લાગ્યા. હવે આપણે શું કરવું. આપણા હાથમાંથી દૈત્યોએ અમૃત લઈ લીધું. ૬

तदासस्मरुस्तेसर्वेवरेण्यंवरदंविभुं ॥
विष्णुशरण्यंदेवानांसुराणामर्थसाधकं ॥ ७ ॥

અર્થ—ત્યારે એ સઘળા દેવતાઓ વરદાનને આપનાર અને સમર્થ સરણે આવેલીનું રક્ષણ કરનાર તથા દેવતાના અર્થને સીધ કરનાર એવા ભગવાનને સંભાર્યા. ૭

पादुरासित्तदाविष्णुर्देवदेवोजगत्पतिः ॥
किंकार्यंकथ्यतांदेवाःसाधयिष्यामिमाचिरं ॥ ८ ॥

અર્થ- દેવના દેવ જગતના પતી એવા ભગવાન ત્યાં પ્રગટ થઈ કહેછેકે હે દેવો વાર ન લગાડતાં તમારૂં કામ કહો તે હું કરીશ. ૮

देवाःप्रोचुःसुधानीतादैतैयैर्बलवत्तरैः ॥
तांगृहाणजगन्नाथतवदासाःसदासुराः ॥ ९ ॥

અર્થ—દેવ કહેછે હે જગતના નાથ ભગવાન દૈત્યોએ અમારા હાથમાંથી અમૃત લઈ લીધુંછે. તે અમને અપાવો અમે તમારા દાસ છીએ. ૯

इत्युक्तोमोहिनीरुपंकृत्वातीवमनोहरं ॥
गतस्तेषांहिनिकटंचालयंतीकरांबुजं ॥ १० ॥

અર્થ- દેવતાએ એ રીતે કહેલા ભગવાન મનોહર મોહની રૂપ લઈ હાથમાં કમલ લઈ હલાવતા તે દૈત્યો પાસે ગયા. ૧૦

तांविलोक्यासुराःसर्वेमुमुहुर्वीतिकोविदाः ॥
ददुःसुधायाःकलशंहास्यालोकेनमोहिताः॥ ११ ॥

અર્થ- તે મોહની રૂપને જોઈ અવીવેકી એવા સર્વ દઈત્યો મોહ પામવા લાગ્યા અને મોહનીના હાસ્યને કટાક્ષે કરી મોહ પામેલા અમૃતનો કળશ આપ્યો. ૧૧

मोहिनीपाययत्सर्वान्द्विधापंक्तिस्थितान्सुरान् ॥
अमृतंसर्वदेवानामसुराणांचवारुणीं ॥ १२ ॥

અર્થ—દેવને દૈત્યની બે પંકતાઓ પડેલી તેમાં દેવને અમૃત અને દૈત્યને વારૂણી મદીરા પાન કરાવ્યું. ૧૨

पियमानेमृतेदेवैःराहुर्देवाकृतिस्तदा ॥
समागत्यनिषण्णोभुत्सुर्यचंद्रमसोंतरे ॥ १३ ॥

અર્થ— દેવલોક અમૃત પીવા લાગ્યા. ત્યારે રાહુ દેવનો વેશ લઈ સૂર્યને ચંદ્રમાની મધ્યે બેઠો. ૧૩

पियमानेमृतेदैत्येसूर्यचंद्रेणसुचितः ॥
दैत्योस्त्ययंदुराधर्षोमादेह्यस्मैकिलामृतं ॥ १४ ॥

અર્થ- જ્યારે રાહુ અમૃતપાન કરવા લાગ્યો ત્યારે સૂર્યને ચદ્રે ભગવાનને સૂચના કરી આ દુરાધર્ષ દૈત્ય છે માટે એને અમૃત પાન ન કરાવો. ૧૪

उक्तमात्रेशिरःछिन्नंराहोरमृतभोजिनः ॥
तदायुद्धंसमभवत्दैत्यानांत्रिदशैःसमं ॥ १५ ॥

અર્થ—એમ કહેતા માત્રમાંજ અમૃતપાન કરનાર રાહુનું મસ્તક છેદ્યું ત્યારે દેવતા સાથે દૈત્યોનું મોટું યુદ્ધ થયું. ૧૫

निहितास्त्रिदशैर्दैत्याविष्णुनाप्रभविष्णुना ॥
जग्मुःपातालनिलयंनिश्वसंतोभयान्विताः ॥१६॥

અર્થ- દેવતાઓએ સમર્થ એવા શ્રીસ્નુંની સાહેનાથી હણેલા દૈતો પાતાળમાં ભય યુકત અને નાસવાસ નાંખતા ત્યાં ગયા. ૧૬

त्रिदशाःप्रययुर्नाकंसिद्धकार्यामृताशनाः ॥
विष्णुर्जगामवैकुंठंकृत्वाकार्यंदिवौकसां ॥ १७ ॥

અર્થ- અમૃતનું પાન કરનાર સીદ્ધ જેનાં કામ થયાં છે એવા દેવતા સ્વર્ગમાં ગયા અને ભગવાન દેવનું કામ કરી વૈકુંઠમાં ગયા. ૧૭

रुद्रःश्रुत्वाऽसुरारिभ्योमोहिनीरूपमद्भुतं ॥
जगामविष्णुनिलयंसमंपर्वतकन्यया ॥ १८ ॥

અર્થ- મહાદેવે દેવો થકી ભગવાનનું અદભૂત મોહની રૂપ સાંભળી પાર્વતી સહીત વીસ્નું લોકમાં ગયા. ૧૮

समागतंशिवंद्रष्ट्वापरमेणसमाधिना ॥
पूजयित्वापपृच्छाशुजानन्नपिजगद्गुरुं ॥ १९ ॥

અર્થ—આવેલા મહાદેવને જોઈ પરમ સમાધીએ કરી મહાદેવની પૂજા કરી જાણે છે તોપણ પૂછવા લાગ્યા. ૧૯

रुद्रःप्रोवाचरूपाणीमयाद्रष्टानितेविभो ॥
देवकार्यार्थसिध्यर्थंभूमावतरतःसदा ॥ २० ॥

અર્થ—ત્યારે મહાદેવ કેહે છે. હે વીષ્ણો દેવના કાર્ય માટે પૃથ્વીમાં અવતાર લેનારા તમારાં રૂપ મેં ઘણાંક જોયાં. ૨૦

अवतारामयाद्रष्टासर्वेकुर्मादयश्वते ॥
योषिद्रुपंकृतंनाथदैत्यदानवमोहनं ॥ २१ ॥

અર્થ—હે પ્રભુ તમારા કુર્માથી અવતાર પણ મેં ઘણાક જોયાં. પણ દેવને દાનવને મોહ કરનારૂં તમારૂં મોહની રૂપ મેં જોયું નથી. ૨૧

तर्द्दर्शयममैवाद्यपरंकौतुहलंहिमे ॥
तद्दर्शनार्थमायातंविद्धिमांसंजगत्पते ॥ २२ ॥

હે જગત પતી તે મોહની રૂપ જોવા મને ઘણો ઉત્સાહછે અને તે મોહની રૂપના દરસન અર્થે આવેલો મને જાણો. ૨૨

श्रुत्वाभवस्यतद्वाक्यंस्मितंकृत्वाजगत्गुरुं ॥
प्रत्युवाचपरंप्रीतःश्रुयतामितिशंकर ॥ २३ ॥

અર્થ-મહાદેવનું વચન સાંભળી જગતના ગુરૂ ભગવાન હાસ્ય કરી પરસન થઈ કેહેછે હે શંકર તમે સાંભળો. ૨૩

गतमृतंसुरकरादुपायोविहितोमया ॥
सुधांशिघ्रंसमादातुंस्त्रीरूपंविहितंमया ॥ २४ ॥

અર્થ-દેવના હાથમાંથી અમૃતનો કળસ જ્યારે ગયો ત્યારે મેં ઉપાય કરયો. દઈત્યોના હાથમાંથી જલદીથી અમૃત લેવા સ્ત્રીરૂપ મેં કરયું. ૨૪

इत्युक्त्वांतर्दधेदेवोदर्शयिष्यामिवेमपुः
यंदृष्ट्वामोहितासर्वेदैत्यदानवराक्षसाः ॥ २५ ॥

અર્થ- તે રૂપ હું દેખાડીશ. જે રૂપ જોઈ દૈત્ય દાનવ રાક્ષસ મોહ પામ્યા. એમ કહી ભગવાન અંતરધ્યાન થયા. ૨૫

विलोकयतिदेवेशेत्र्यंबकोगिरिकन्यया ॥
ददर्शविपिनेबालांरूपयौवनशालिनीं ॥ २६ ॥

અર્થ- દેવના ઇશ મહાદેવ પારવતી સહીત ચારે તરફ જોતાં ધાટા વનમાં રૂપને યુવાવસ્થાએ કરી શોભનારી બાલ્યાવસ્થાવાળી સ્ત્રીને દીઠી. ૨૬

नैतादृशिदृष्टपुर्वाकाचिदन्यानितंबिनी ॥
रोमहर्षसमाविष्टोबभूवपरमेश्वरः ॥ २७ ॥

અર્થ— પરમ સમર્થ એવા મહાદેવ કેહેછે આવી સુંદર નીતંબ ભાગવાળી સ્ત્રી મેં કોઈ દહાડો જોઈ નથી. એમ કહી રોમાંચીત થયા.૨૭

क्रिडंतिंकंदुकैर्बालांविलोकयितुमन्वयात्
पार्श्वस्थांप्रेयसींहित्वापंचबाणशराहतः ॥ २८ ॥

અર્થ- દડાએ કરી ક્રીડા કરતી તે બાળાને જોઈ પાસે રહેલાં પાર્વતીને છોડી કામના બાણથી હણાયલા મહાદેવ તેની પાછળ ચાલ્યા. ૨૮

समागतंशिवंदृष्ट्वाक्रिडतिकनकोज्वला ॥
स्त्रीभावंलज्जीताचक्रेशीघ्रंत्रुटितमेखला ॥ २९ ॥

અર્થ—આવેલા મહાદેવને જોઈ સૂવર્ણ સરખી ઉજવળને ક્રીડા કરતી તે સ્ત્રી સ્ત્રીભાવે કરી લાજ પામી મેખલા છુટીગઈ.૨૯

प्रभंजनोपितत्कालेववौविस्फोरयन्वनं ॥
वसनंसासमाधातुंनाशक्नोत्पवनार्दिता. ॥ ३० ॥

અર્થ—તે સમય વાયુપણ સર્વ વનને હલાવવા લાગ્યો. વાયુથી પીડેલી તે સ્ત્રી વસ્ત્ર પેહેરવા સમર્થ થઈ નહીં. ૩૦

वायुनापहृतेदुरंलज्जितातिमनोहरा ॥
लीनासावृक्षसंकटेमुहरभीत्यावरांगना ॥ ३१ ॥

અર્થ- વાયુથી પીડાયલી અને લાજ પામેલી તે મનને હરનારી તે સ્ત્રી ઝાડના સમૂહમાં મહાદેવની બીકથી સંતાઇ ગઇ. ૩૧

विवस्त्रांवनितांदृष्ट्वाहरःकामेनमोहितः ॥
गृहित्वालिंगनंचक्रेसुपीनजघनस्तनीं ॥ ३२ ॥

અર્થ-વસ્ત્ર વગરની તે સ્ત્રીને જોઈ કામથી મોહીત થએલા મહાદેવમાં શ્રેષ્ઠ છે કટીપશ્ચાદ ભાગ તથા સ્તન જેના એવી સ્ત્રીને આલીંગન કરવા લાગ્યા. ૩૨

बलान्निर्गत्यबाहुभ्योपलायनपराभवत् ॥.
पलायितामप्यपलक्ष्छंकरोपिविमोहितः ॥ ३३ ॥

અર્થ- બળ થકી બે હાથમાંથી નીકળી દોડવા લાગી. મોહ પામેલા મહાદેવપણ પાછળ દોડયા. ૩૩

यतोयतोसाभ्रमतिमोहिनीचित्तमोहिनी ॥
बभ्रामतत्रतत्रैवशंकरोपिविमोहितः ॥ ३४ ॥

અર્થ— ચીત્તને મોહ કરનાર મોહની રૂપે ભગવાન જયાં જયાં દોડયા. ત્યાં ત્યાં મોહ પામેલા માહાદેવજી પણ પાછળ ભમવા લાગ્યા. ૩૪

हस्तप्राप्तामिवचतांमन्वानःप्रमोत्तमां ॥
बभ्रामविपिनेबालांगजोगजवधूमिव ॥ ३५ ॥

અર્થ—હાથમાં આવી હોય એમ માની તે ઉત્તમ સ્ત્રી પાછળ મોટા વનમાં હાથી હાથણી પાછળ ભમે તેવી રીતે ભમવા લાગ્યા. ૩૫

मोहात्सस्कंदतद्रेतोशंकरस्यमहत्तरं ॥
जगृहेपाणिनाशर्वोव्रीडीतोतिभृशंतदा ॥ ३६ ॥

અર્થ— મોહ થકી તે મહાદેવનું મોટું વીર્ય સ્ખળીત થયું ને મહાદેવ ઘણાક લાજ પામી હાથમાં લીધું. ૩૬.

स्कन्नरेतंसमाज्ञायविष्णुश्चांतर्दधेतदा ॥
शिवोपिलज्जितोरेतःपार्श्वस्थंमारुतं ॥ ३७ ॥

અર્થ—વીર્ય સ્ખળીત થએલા મહાદેવને જોઈ વીસ્નું અંતરધ્યાન થયા. લાજ પામેલા મહાદેવે પણ વીર્ય પાસે રહેલા વાયુ દેવને આપ્યું ૩૭

गछमारुतशीघ्रंत्वंवायडाख्यंमहत्पुरं ॥
तत्रास्तेगौतमसुतावानरीरूपधारिणी ॥ ३८ ॥

અર્થ- હે મારૂત વાયડનામના મોટા શેહેરમાં જલદીથી જા. જયાં ગૌતમની દીકરી વાનરીનું રૂપ લઈ રહેલી છે. ૩૮

नान्याधारीयतुंशक्तामम रेतोनितंबिनी ॥
सातिवतपसायुक्तावायडैःपुजिताद्विजैः ॥ ३९ ॥

અર્થ- વાયડ બ્રાહ્મણોએ પુજેલીને ઘણી તપોયુકત મારા વીર્યને ધારણ કરશે એ વગર બીજી કોઈ સમર્થ નથી. ૩૯

तस्यामुत्पश्यतेश्रीमान्वानरोलोकविश्रुतः ॥
हनुमानितिविख्यातोममतुल्यपराक्रमे ॥ ४० ॥

અર્થ- તે અંજનીને પેટ મોટા વીખ્યાત મારા સરખો પરાક્રમી હનુમાન નામનો પૂત્ર ઉત્પન્ન થશે. ૪૦

पुत्रस्तवमहातेजालोकेख्यातोभविष्यति ॥
तस्योदरेमहद्वियंमुंचवायोममाज्ञया ॥ ४१ ॥

અર્થ— હે વાયુ મારી આજ્ઞાથી તે અંજનીના પેટમાં વીર્ય મૂક. તેથી લોકમાં તારો પૂત્ર કેહેવાશે.૪૧

श्रुत्वाशिवस्यवचनंमारुतोतिमुदान्वितः ॥
प्रययौवायडपुरंयत्रास्तेजनीवानरी ॥ ४२ ॥

અર્થ- મહાદેવનું વચન સાંભળી.હર્ષ યુકત એવો વાયુ જયાં વાનરી રૂપે અંજની રહ્યાં છે. તે વાયડપુરમાં ગયો. ૪૨

सतुतांविलोक्यवनितांवनजाक्षितपसातिरंजिततनुंतनुमध्यां ॥
ननुगौतमस्यतनयांगुणगर्भामसमिक्ष्यवायुकुसुमेषुधरोभुत् ॥४३॥

અર્થ— કમળ સરખાં નેત્રવાળી તપે કરી શરીર જેનું કોમળ છે અને ઘણી ગુણવાળી ગૌતમની પુત્રી અંજનીને જોઈ વાયુ મંદ મંદ વાવા લાગ્યો, ૪૩.

कृतपःकुतोतवचपुःसुभगेकिमुलप्स्यसेषिकलरंतपसा ॥
सुरतंप्रदेहिसुभगेपवनंननुविधिमामितिवचोप्यवदत् ॥ ४४ ॥

અર્થ—હે રૂડા ભાગ્યવાળી આ દુષ્કર તપ ક્યાં અને આ તારૂં કોમળ શરીર કયાં. તપે કરી શું પામવા ઇચ્છે છે. મને સંભોગ આપ. હું આવેલો વાયુદેવ છું તે જાણ એમ વાયુદેવ બોલ્યા. ૪૪

तवतान्विचारुतनयोभविताप्लवगाधिपोतिबलवानधिकः ॥
ननुतस्यविर्यमखिलंगणितुंप्रभवंतिदेवनिकराविबुधाः ४५ ॥

અર્થ- હે સ્ત્રી વાનરનો રાજા ઘણો બળવાન પૂત્ર તને થશે જેના પરાક્રમને ગણવા દેવ ને પંડીતો પણ સમર્થ નહીં થાય.૪૫

हनुमानितिप्रथितपौरुषवान्भवितामवेनसदृशोभुवनो ॥
दशकंठनाशनविधौभगवान्प्रभविष्यतिसकलदेवगणैः ॥४६॥

અર્થ– હનુમાન એ પ્રકારનો મહા પરાક્રમી પુત્ર મહાદેવ તુલ્ય બળવાન થશે જેની સહાયતાથી ભગવાન સર્વે દેવો સાથે રાવણના નાશને માટે સમર્થ થશે. ૪૬

प्रथमंतवोदरभवोहिभवोयदिजायतेतवभवेद्विमथा ॥
रघुनाथसाह्यकरणेहिविधिविहितोस्तिरावणवधायपुरा ॥४७॥

અર્થ— પ્રથમ તારે ત્યાંજ આ જન્મછે અને રાવણના વધ માટે રામચંદ્રની સહાય કરવા પ્રથમ આ વીધી કહેલો છે.૪૭

तपसःफलंकिमपरंहिभवोयदिकुक्षिगोभवतिदेविमृडः ॥
मनसापियस्यचरणंनलभेत्सभवेत्सुतःकिमधिकंहिपरं ॥४८॥

અર્થ–હે દેવી આથી બીજું તપનું મોટું ફળ શું. જે માહાદેવ તારી કુખમાં જન્મ લેશે. જેનું ચરણ કમળ સમણામાં પણ આવતું નથી એથી બીજું અધીક શું. ૪૮

कुरुमानिनीममवचोतिशुभंभवितातवैवतनयोतिबली ॥
इतितद्वचोहितकरंहृदयेवनितादधौपवनसंगवरां ॥ ४९ ॥

અર્થ– હે માનની અતી શ્રેષ્ટ એવું મારૂં વચન માન અને તને બળવાન પુત્ર થશે આવું વાયુનું હીતકારી મનમાં વાચારી વાયુ-સંગાતે સંગ કરયો. ૪૯

पवनोपिचारुतनयांचतुरांबुभुजेभवप्रियविधौविबुधः ॥
पवनादधारसकलाभयदंशिववीर्यमेववनितोत्सुकिता ॥५०॥

અર્થ– વાયુ દેવતાપણ સુંદર નેત્રવાળીને ઘણી ચતુર સ્ત્રીને ભોગવવા લાગ્યા. મહાદેવને ઘણો પ્રીય એવો વાયુ થકી સર્વને અભય આપનારૂં મહાદેવનું વીર્યને ઉત્છાહ પામી ધારણ કર્યું. ૫૦

॥ इतिश्रीवायुपुराणेमारुतोत्पत्तौत्रयोदशोऽध्यायः॥ १३ ॥

ઇતી શ્રી વાયુપુરાણે ગુર્જર ભાષાયાં ૧૩ અધ્યાય.

---

## अध्याय १४ मो.

सूतउवाच–दधारपवनात्गर्भमंजनिगौतमांगजा ॥
बालार्कसदृशंबालंबलमित्तदृशंबले ॥ १ ॥

સૂત કેહેછે ગઉતમના અંગથી ઉત્પન્ન થએલી અંજનીએ બાળસૂર્ય સરખો કાંત્તીમાનને ઈંદ્ર સરખો બળવાન ગર્ભ પવન થકી ધારણ કર્યો ૧

दशमेमासिसुभगासुशुवेपवनात्मजं ॥
कार्त्तिकस्यासितेपक्षेचतुर्दश्यांरवेर्दिने ॥ २ ॥

અર્થ—દસ માસ પુર્ણ થયા ત્યારે કાર્તીક વદી ૧૪ ને રવીવારે રૂડા ભાગ્યવાળી અંજનાએ રૂડો પુત્ર ઉત્પન્ન કરયો. ૨

जातमात्रःकिलोत्संगेस्छितोबालार्कसंन्निभः ॥
ददर्शभास्करंदेवमुद्यतंप्रभयायुतं ॥ ३ ॥

અર્થ- ઉત્પન્ન થતામાંજ ખોળામાં બેઠેલો ને બાળ સૂર્યસરખો કાંત્તીવાન પુત્ર ઉદય પામતા ઘણા કાંતીવાળા સૂર્યનારાયણને જોયાઉ

फलंमत्वातिबलवान्पुप्लुवेपवनात्मजः ॥
सहस्रांसारथंवक्रेक्षेप्तुकामोविगृह्यत ॥ ४ ॥

અર્થ—ઘણો બળવાન વાયુનો પુત્ર સૂર્યનારાયણના બીંબને ફળમાની કુદવા લાગ્યો અને સૂર્યનો રથ વાંકો નાખવા વીરોધ કરવા લાગ્યો. ૪

रथेगृहीतेविभ्रांताःसर्वेवैदेवदानवाः ॥
कोयंकुतःसमायातोरथंगृह्णातिमेकथं ॥ ५ ॥

અર્થ-રથ જયારે ગ્રહણ કરયો ત્યારે દેવદાનવને ભ્રાંત્તી થઇ કે આ કોણછે ને કયાંથી આવ્યોને મારા રથને કયમ પકડેછે ૫

इत्येवंभास्करोजल्पत्किंचिद्भयसमन्वितः ॥
तदासुरेश्वरःक्रुद्धःश्रुत्वातस्यचविक्रमं ॥ ६ ॥

અર્થ- એ પ્રમાણે કંઈ ભયયુકત સૂર્ય બોલ્યા ત્યારે તે બાળકનું પરાક્રમ સાંભળી દેવનો રાજા ઇંદ્ર કોપ્યો. ૬

जघानकुलिशेनाशुहनुंतस्यहनुमतः ॥
वज्रप्रहाराभिहतोनिपपातमहितले ॥ ७ ॥

અર્થ- વજરે કરી તે બાળકની હડપચીમાં પ્રહાર કરયો. વજના પ્રહારથી હણાયલો બાળક પ્રથવીપર પડયો. ૭

मृतकल्पोमहावीर्योजातमात्रोतिकोमलः ॥
नालभत्पतितःसंज्ञांवज्रघातेनमुर्छितः ॥ ८ ॥

અર્થ- ઉત્પન્ન થતામાંજ વજના હણવાથી મુર્છા પામેલો મહા પરાક્રમી તથા અતી કોમળ એવો પૂત્ર મ્રત રૂપ થઇ પડી બેભાન થયો. ૯

मातरिश्वासमालक्ष्यपतितंतनयंहिरवात् ॥
गृहीत्वानयत्शीघ्रमंजन्यानिकटेशुभं ॥ ९ ॥

અર્થ- આકાશમાંથી પડેલા પોતાના પુત્રને જોઈ વાયુ દેવતાએ તત્કાળ લઈ અંજના પાસે મૂક્યો. ૯

मृतकल्पंसुतंविक्ष्यतदागौतमनंदिनी ॥
रुरोदसुभृशंबालामारुतस्यप्रपश्यतः ॥ १० ॥

અર્થ- મરૂપ પુત્રને જોઇ ગઉતમની પુત્રી વાયુના દેખતાં અત્યંત રડવા લાગી. ૧૦

हापुत्रकिंकृतंतातत्चापल्यात्पवनाकृते ॥
किंकरिष्याम्यहंबालाविपिनेपुत्रगृद्धिनी ॥ ११ ॥

અર્થ- હે પુત્ર હે બાપ હે વાયુ સરખી આકૃતીવાળા ચપલતાથી તેં આ શું કર્યું હે દીકરા બાળકની ઇચ્છાવાળી અને બાળા એવી હું આ ઘાટા વનમાં શું કરીશ. ૧૧

पापिष्टस्यशचीशस्यबालेबालार्कसंन्निभे ॥
हस्तौप्रवर्त्तितौहंतुंपितुःसख्यंनचिंतितं ॥ १२ ॥

અર્થ— અરે બાળસૂર્ય સરખા કાંતીવાળા બાળકપર પાપીષ્ટ એવા ઇંદ્રે મારવાને હાથ પ્રર્વતાવ્યા. પણ એના બાપનું સખ્યપણું વીચાર્યું નહીં. ૧૨

मरिष्यामिविनापुत्रत्वयाहंवनगह्वरे ॥
मुनेरपिवचस्तथ्यंनजातंममभाग्यतः ॥ १३ ॥

અર્થ— હે દીકરા તારા વગર આ ઘાટાવનમાં હું મરીશ. મારા ભાગ્યના દોશથી ગઉતમ મુનીનું વચનપણ સાચું ન થયું. ૧૩

पुत्रस्तवमाहाभागेरामस्राहंकारिष्यीति ॥
तरित्वासागरंघोरंसाताशुद्धिनयिष्यति ॥ १४ ॥

અર્થ—હે મોટી ભાગ્યવાળી પુત્રી તને મોટો પરાક્રમી પુત્ર થશે તે રામચંદ્રની સહાય કરશે અને ઘોર સમુદ્રને તરી સીતાની શોધ લાવશે. ૧૪

समुलांवाटिकांभंक्त्वादग्द्वालंकांमहापुरिं ॥
अक्षादीनराक्षसान्हत्वापुनरेष्यतिराघवं ॥ १५ ॥

અર્થ— મુળ સહીત સઘળી વાડી ભાગી, મહાપૂરીલંકાને બાળી યક્ષાદી રાક્ષાસો ને મારી ફરીથી રામચંદ્ર પાસે આવશે. ૧૫

तदसत्संकृतंधात्राममभाग्यान्मनोरथाः

सर्वेनिःफलतांयातायेकृतापुत्रगर्भगे ॥ १६ ॥

અર્થ— એ સર્વે મારા ભાગ્યે માથ્યા કર્યું ને પૂત્ર જ્યારે ગર્ભમાં હતો. ત્યારે જેજે મનોરથ કર્યાહુ તે સઘળા ફોગટ થયા. ૧૬

इत्युक्त्वाश्रुमुखीबालारुरोदसुभृशंतदा ॥

रुदितांप्रियसींवीक्ष्यमातरिश्वातिरोषितः ॥ १७ ॥

અર્થ- એમ કહી નેત્રમાંથી અશ્રુ પડતી બાળા અત્યંત રડવા લાગી. રડતી એવીને ઘણી વહાલી અંજનીને જોઈ વાયુ ઘણો ક્રોધ પામ્યો. ૧૭

रुदित्वासुचिरंकालमात्मानंसर्वतोहरत् ॥

ऐकीभूत्वात्रिभुवनात्प्रियापार्श्वेस्थितःशुचन॥ १८ ॥

અર્થ— ઘણીવારસુધી રડી પોતાના આત્માને ચારે પાસથી હરી ત્રણ લોકથી એક રૂપ થઈ અને પોતાની પ્રીયા પાસે શોક કરી બેઠો. ૧૮

वाडवादित्यतनयैर्वायडाख्यैर्द्विजोत्तमैः ॥

आश्वास्यमानःसुभृशंप्रभुत्वेनैवपुजितः ॥ १९ ॥

અર્થ- વાડવાદીત્યના પુત્ર વાયડા બ્રાહ્મણોએ ઘણો આશાનાવાસના કરી અને પોતાના સ્વામીની ઘણી પૂજા કરી. ૧૯

ऐकीभूतेतदावातेसर्वेलोकाससवासवाः ॥

निरुत्स्वासापरामार्त्तिमाधिजग्मुमहर्षयः ॥ २० ॥

અર્થ- વાયુ એક રૂપ થયો ત્યારે ઈંદ્રાદીક સર્વે લોકો અને મોટા રૂશીઓ સ્વાસ વઘર થઈ ઘણી પીડા પામવા લાગ્યા. ૨૦

सर्वेतेसदनंगत्वाब्रह्मणःसमवेदयन् ॥

वायुरोधःसहेंद्राणांकथंजातोजगत्पते ॥ २१ ॥

અર્થ-એ સર્વે બ્રહ્માના સ્થાનમાં જઈ સર્વ દુખ કેહેવા લાગ્યા કે હે જગત્પતી ઈંદ્રાદી સર્વ લોકને વાયુનો રોધ કયમ થયો. ૨૧

क्षिप्रंविचारयप्रभोयावन्नोनश्यतिप्रजाः ॥

नष्टेलोकेपुनःसृष्टिःकर्त्तव्यातेभविष्यति ॥ २२ ॥

અર્થ- હે વીભુ જલદી વીચાર કરોકે પ્રજાઓ નાશ પામે નહી અને લોક નાશ પામસેતો ફરીથી તમારે શ્રુષ્ટી કરવી પડશી. ૨૨

इंद्रेणनिहतोबालःपवमानमहात्मनः ॥
तस्मात्तेनकृतोरोधस्तत्रयास्याममसांप्रतं ॥ २३ ॥

અર્થ—મહાત્મા વાયુનો બાળક ઇંદ્રે માર્યો તેથી તેણે રોધ કર્યો છે માટે ચાલો આપણે હાલ ત્યાં જઈએ. ૨૩

इत्युक्त्वादेवतैःसार्धंवायडाख्यंमहत्पुरं ॥
जगामसत्रिनयनकेशवेनसमन्वितः ॥ २४ ॥

અર્થ— દેવતાઓ એમ કહી. મહાદેવ ભગવાન તથા બ્રહ્મા એ સહીત વાયડ નામના મોટા પુરમાં ગયા. ૨૪

रुदंतपवनंतत्रप्रोचुर्देवासहेश्वराः ॥
प्रसारयनिजंदेहंवरंवरयशोभनं ॥ २५ ॥

અર્થ— રૂદન કરતાં વાયુને જોઈ બ્રહ્માદી સર્વ દેવો કહેવ લાગ્યા કે તારા દેહને ફેલાવ અને સુંદર વરદાન માગ. ૨૫

श्रुत्वातेषांहिवचनंवायुप्रोवाचसत्वरं ॥
वरंदास्यथचेन्मह्यंयाचयामिवरोत्तमं ॥ २६ ॥

અર્થ— દેવોનું વચન સાંભળી જલદીથી વાયુ બોલ્યો. જો-ને વરદાન આપવા ઇચ્છતા હોતો શ્રેષ્ઠ વરદાન માગુ. ૨૬

चिरंजीवीभवेत्पुत्रोममलोकेपिविश्रुतः ॥
वज्रांगोवज्रहननात्व्यथतेनकदाचन ॥ २७ ॥

અર્થ— મારો પુત્ર ચીરંજીવીને લોકમાં વીખ્યાત થાય. અને વજના સરખુ એનું શરીરને વજના હણવાથી પણ વ્યથા પામે નહીં. ૨૭

ब्रह्मास्त्रेणनवध्येतरुद्रास्त्रेणतथापुनः ॥
देवानामथदैत्यानांनचास्त्रैर्व्यथतेसुतः ॥ २८ ॥

અર્થ—મારો પુત્ર બ્રહ્માસ્ત્ર તથા રૂદ્રાસ્ત્રે કરી હણાય નહી. દેવ ને દૈત્યના અસ્ત્રે કરી હણાય નહીં. ૨૮

नाग्निर्दहतिनोतोयंक्लेदयत्वेवमेसुतं ॥
नैवशुष्कैर्नचैवार्द्रैर्नदिवारजनीमुखे ॥ २९ ॥

અર્થ—મારા પુત્રને અગ્ની બાળે નહીં અને જળમાં ડુબે નહીં. સુકા તથા ભીના પદાર્થથી હણાય નહીં. દીવસે ને રાત્રીએ પણ મરે નહીં. ૨૯

नहंतुशक्यतेदेवैर्दानवैर्यक्षराक्षसैः ॥
नासुरैःपन्नगैर्नागैःपर्वतैर्मानवोत्तमैः ॥ ३० ॥

અર્થ- મારા પુત્રને હણવા દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ, અસુર, પન્નગ, નાગ, પર્વત મનુસ્ય સમર્થ થાય નહીં, ૩૦

तदोचुस्त्रिदशाःसर्वेसर्वमेवंभविष्यति ॥
सहायंरघुवीरस्यतवपुत्रःकरिष्यति ॥ ३१ ॥

અર્થ— સર્વ દેવ બોલ્યા કે એ પ્રમાણે થશે. હે દેવ તારો પુત્ર રામચંદ્રની સહાય કરશે. ૩૧

हनूमानितिपुत्रस्तवनामभविष्यति ॥
विख्यातंत्रिषुलोकेषुसर्वासिद्धिफलप्रदः ॥ ३२ ॥

અર્થ— હે વાયુ તારા પુત્રનું નામ હનુંમાન એ પ્રકારે ત્રણ લોકમાં વીખ્યાતને સીદ્ધી ફળ આપનારૂં થસે. ૩૨

इत्युक्तवतिदेवेशेहनूमान्मारुतात्मजः ॥
गर्जनेनोत्त्थितःशीघ्रंबालभास्करसंनिभः॥ ३३ ॥

અર્થ— એમ દેવતાના ઇશ બ્રહ્મા કેહેછે એટલામાં વાયુ પુત્ર હનુંમાન બાળસૂર્ય સરખો કાંત્તીવાળો ગર્જના કરી ઉઠયો. ૩૩

वायुःप्रसन्नोलोकानांरोधंमुंचत्मुदायुतः ॥
सर्वेप्रसन्नामुदिताबभुवुर्देवदानवाः ॥ ३४ ॥

અર્થ—પ્રસન્ન થએલો વાયુ સર્વ લોકના રોધને મૂકી વાવા લાગ્યો ને સઘળા દેવને દાનવો હર્ષ પામવા લાગ્યા. ૩૪

क्षेत्रायप्रददुःसर्वेदेवाशक्रपुरोगमाः ॥
वन्विशेषतःप्रीताःविधिविष्णुमहेश्वराः ॥ ३५ ॥

અર્થ- ઇંદ્રાદી સર્વે દેવતાઓએ પૂત્રને રહેવાને જગા આપી ને બ્રહ્મા વીસ્નુંને મહાદેવે પ્રસન્ન થઈ ઘણાં વરદાન આપ્યાં. ૩૫

अत्रजिवनमाप्तस्त्वांजनेन्यःप्रतापवान् ॥
तस्मात्संजिविनीनामावापिलोकेभविष्यंति ॥३६॥

અર્થ... મહાપ્રતાપી અંજનીનો પુત્ર આ જગાએ જીવનપણાને પામ્યો માટે આ વાવ સંજીવીની કેહેવાશે. ૩૬

वायडाख्येपुरेयेवैवाप्यामाशमज्जनं ॥
करिष्यंतिनरालोकेतेसर्वेस्वर्गभाजिनः ॥ ३७ ॥

અર્થ- વાયડપુરમાં આવી જે લોકો આ વાવમાં સ્નાન કરશે તે સર્વે પાપથી મુકાઈ સ્વર્ગમાં જશે. ૩૭

वायडाख्यान्द्विजान्येवैभोजनैभोजयिष्यति ॥
दारिद्रंनभवेत्तेषांपुत्रपौत्रादिकंभवेत् ॥ ३८ ॥
અર્થ— એ જગોએ આવી વાયડા બ્રાહ્મણોને જમાડશે તેમનું દરિદ્ર નાશ પામશે ને પુત્ર પોત્રાદીક ઘણી વૃદ્ધી પામશે. ૩૮
देवासवासवायत्रवायुरोधविवर्जिताः ॥
तस्मादत्रसमायातारोगैर्मुक्ताभुवंनराः ॥ ३९ ॥
અર્થ- ઈંદ્રાદીક સર્વે દેવતાઓ વાયુના રોધ થકી મુકાયા માટે જે રોગી માણસો આ ઠેકાણે આવશે તે રોગથી મુકાશે. ૩૯
कार्तिकस्यासितेपक्षेचतुर्दश्यांरविर्दिने ॥
येर्चयिष्यंतितैलेनहनूमंतंमहाबलं ॥
અર્થ- કાતક વદ ૧૪ ને રવીવારે જે માણસો મહાબળવાન એવા હનુંમાનની તેલ વડે પુજા કરશે. ૪૦
तेषांपुत्राश्चपौत्राश्चवृद्धिमेष्यंतिपुष्कलां ॥
इत्युक्तात्रिदशाःसर्वेवाडवैर्वायडाभिधैः ॥
पूजिताःप्रीतियुक्तास्तेययुःस्वस्वंनिवेशनं ॥ ४१ ॥
અર્થ- તેને પુત્ર પૌત્ર ઘણી વૃદ્ધી પામશે એમ કહી સર્વ દેવ- તા વાયડા બ્રાહ્મણોની પુજા સ્વીકાર કરી પ્રીતી યુક્ત થઇ પોતા- ના સ્થાનમાં ગયા. ૪૧
भास्करोपिसमागत्यहनूमंतंमहाबलं ॥
सूग्रिवसचिवंचक्रेबहुमानपुरःसरं ॥ ४२ ॥
અર્થ— સૂર્યનારાયણ ત્યાં આવી મહાબળવાન હનુંમાનને ઘણું માન આપી સુગ્રીવના પ્રધાન કર્યા. ૪૨
रावणवधकांक्षन्किष्कंधांनगरींनयत् ॥
रामसाह्यमन्विच्छन्प्लवगानामधीश्वरां ॥ ४३ ॥
અર્થ- રાવણની વધની ઇચ્છાવાળા હનુંમાન કીસ્કંધા નગ- રીમાં ગયા અને રામચંદ્રની સહાયની ઇચ્છાથી વાનરના રાજા સુગ્રીવને મળ્યા. ૪૩
अंजनीशापनिर्मुक्तारामदर्शनतोभवत् ॥
निहतेरावणेदुष्टेप्राप्तराज्येविभिषणे ॥ ४४ ॥
રામચંદ્રના દરશનથી અંજની શ્રાપથી મુકત થઇ અને દુષ્ટ રાવણને મારાથી વીભીષણને રાજ મલ્યું. ૪૪
एतत्सर्वसमाख्यातंयत्पृष्टोहंपुराद्विजाः ॥

हनूमंतोमहत्जन्मकथितंहियथाश्रुतं ॥ ४५ ॥
સુત કહેછે હે બ્રાહ્મણો જે તમે પુછ્યું તે કહ્યું અને હનું-
માનનો જન્મ પણ મારા સાંભળેલા મુજબ મેં કહ્યો. ૪૫

यंश्रुत्वासर्वपापेभ्योमुच्यतेसर्वपातकै ॥
व्याधितोमुच्यतेरोगात्धनार्थिधनवान्भवत् ॥४६॥

અર્થ- જેઓ હનુંમાનના મહાત્મને સાંભળે તે પાતકથી તથા
રોગથી મુકાય અને ધનની ઇચ્છાવાળો ધન પામે. ૪૬

श्रुत्वेत्थंसूतपुत्रान्मुनिवरनिकराःपूजयांचाक्रिरेतं ॥
भक्त्याभक्तंप्रसन्नाःपुनरपिसुकथांप्रष्टुकामाप्रसिद्धां ॥
लब्धंशक्रेणपुंस्त्वंपुनरपिमुदितःकेनजातः
कृपाब्धेसंदेहंचित्तसंस्थंनिरसयनिखिलंत्वत्पदाब्जंनताःस्म॥४७॥

અર્થ- આ પ્રમાણે સુત પુરાણીથકી કથા સાંભળી પ્રસન્ન થઈ
શ્રદ્ધાએ કરી ઘણીક સુતની પુજા કરી ફરીથી કથા પુછવા લાગ્યા
કે હે કૃપાર્નાધી ઇંદ્રને પુરૂષપણું ફરીથી કયમ પ્રાપ્ત થયું એ અ-
મારા મનમાં સંદેહ છે તેને મટાડો ને અમે તમારા ચરણકમળમાં
નમસ્કાર કરીએ છીએ. ૪૭

॥ इतिश्रीवायुपुराणेमारुतोत्पत्तौचतुर्दशोऽध्याय. ॥ १४ ॥

ઇતીશ્રી વાયુપુરાણે ગુર્જર ભાષાયાં. ૧૪

---

## गरबो.

દ્વારકાંના નાથરે જાદવરાય કુંદનપુરમાં પધારજોરે એ રાગ.
કુલદેવાની મુંતરે દીતીમાં કરજો હમારી સ્હાયતારે. ટેક
કુલદેવોને હું નમું રેઅમે લાગુ પાયરે, દીતીમાં
કરજોડી વિનતી કરૂરે, તમ સર્ણે હમારી કાયરે; દીતીમાં ૧
રૂષી કશ્યપ એ ઘણું પ્રીતથીરે, પાલે તમારૂ વચંનરે; દીતીમા.
વૈકુંઠના બે પોળીઆરે, જય વિજય કેહે કંચનરે. દીતીમા. ૨
સનક સનાતનના શ્રાપથીરે, અવતરો આતમ પેરરે; દીતીમા.
હીરણાકસબને હિરણાક્ષરે, દૈત થયા એની પેરરે. દીતીમા. ૩
આ દાંનવ દેવને પિડતારે, દુખી થયા એવા જંનરે; દીતીમા.
પિડાયલા વિષ્ણુ સરણેરે, આવી કેહેધરે મંનરે દીતીમા. ૪
વ્યારાહા રૂપે વિભુરે. આવ્યા હીરણાક્ષનો પાસરે; દીતીમા.
રસાતળથી કાહાડીરે; તતકાળ કિધો એનો નાંસરે. દીત. ૫

હીરણા કસ્યુ બળવંતારે, આવ્યો મંદ્રાચલ પર્વતરે: દી૦
તીવ્રત તપ તેણે કરયું રે, વર લેઈ થવા તર્પતરે: દી૦ ૬
બ્રમાએ વરદાંન આપીયું રે, જાને કાળ જીતી આવો ઘેરરે; દી૦
સ્વર્ગમાં જઈ ઇંદ્રાસનેરે, વસ કિધા એનિપેરરે. દી૦ ૭
વિષ્ણુ સર્ણે ગયા દેવતારે, વિશનુએ કિધી સ્હાયરે; દી૦
એ દૈતનો પુત્ર પ્રેલ્હાદજીરે. દુઃખ ઘણું સેહે કાયરે. દી૦ ૮
વિષ્ણુ ભગત પ્રેહ્લાદજીરે; તેને સ્હાયકરી જદુનાથરે; દી૦
વિષ્ણુએ દૈતને મારીયોરે, નરસીંહી રૂપને હાથરે. દી૦ ૯
પુત્ર ન્હાંસના સ્યોખથીરે, રૂદન કરેયુ તમે માયરે; દી૦
રૂષી કસબતે સાંભળીરે, દુઃખિત કરી પોતે કાયરે. દી૦ ૧૦
રૂષિપ્રતે તમે બોલીયારે, નઃ પુત્રનુ દુઃખ સહેવાયરે; દી૦
તમે ઈંદ્ર સરીખા પુત્રનીરે, વ્રતી ઘેરી હતી માયરે. દી૦ ૧૧
રૂષિયે વ્રત બતાવીયું રે, તે અપુર્ણુ કરયું કેહેવાયરે; દી૦
વાટિકા વંનવિશે વસિરે, વર્ષ એક કરી કષ્ટ કાયરે; દી૦ ૧૨
વાટિકા વંન રળીયાંમણું રે: પવિત્ર ભોમ કેહેવાયરે; દી૦
ચારે દિશા કુંડ સોભતારે, મધ્ય માત્રીકાસહુ વાળ્યરે. દી૦ ૧૩
બાણગંગા હુરદેશનિરે, સ્નાન કરે દુઃખ જાયરે; દી૦
બ્રમા પુત્ર અત્રી રૂષિરે, તેના સુત વાયુ કેહેવાયરે. દી૦ ૧૪
તપ કરી વરદાન માગીયુરે, સૃષ્ટી નીપજાવા કાજરે; દી૦
વાડવે વરદાન મેળવીરે, સૃષ્ટી કરી દેવ કાજરે. દી૦ ૧૫
માં પવિત્ર ભોમ વ્રત કરીયુંરે. સફળ થયાં સહુ કાજરે; દી૦
દાસ લલુની વીનતીરે, કૃપા કરો તમે આજરે. દીતીમાં૦ ૧૬

——○——

## श्री वायुदेवनी उत्पत्तीनो गरबो.

સારૂ સાંરૂરે સુરત શેહેર, મુંબઈ અલબેલુ: એ રાગ.
ધંન શ્રી વાયુદેવતા માહારાજ, વસો મારા રૂદયામાં રે;
વાયડ ક્ષેત્રમાં જન્મ ધરીયો; દિતી તમારી માતરે;
કસ્યપ રૂષી જે પીતા તમારા ઈંદર તમારો ભ્રાત. વસોમારા૦ ૧
કૃપા કરો મુને વાણી આપો, દાસ તમારો જાણીરે;
ઉત્પતી તમ તણી જે ગાવું, પ્રેમ ઘણો મંન આણી. વસો૦ ૨
જન્મ થવાના વરષ એક પેહેલા, વ્રત આરંભ્યું માતરે. વ૦
કષ્ટ કરીને વ્રત આરંભ્યું, રીઝવા કમલા કાંત; વ૦ ૩
ઇંદ્ર રાજાને ચિંતા લાગી, કો બળીયો પુર્વ પ્રમાણરે;
પ્રગટરીતો રાજય ન રેહેશી, તેથી કરૂ ગર્ભ હાંણ. વ૦ ૪

દીતી પાસે ઈંદ્રજ આવ્યો, તુ મુજ માત સમંદરે;
મા તાહરી સેવા હું કરૂંતો, પામુ ઈશ્વર પદ. વસો૦ ૫
હિરણાક્ષને હીરણ્યાકસપ, મરયા વીશનુંને હાથેરે;
તેમાં મુજ અપરાધ નથી કાંઈ, રાખો મુજને સાથે. વ૦ ૬
દિતીએ ત્યાં ઈંદ્રને રાખ્યો, સેવા કરવા કાજરે;
સેવા કર્તા વિશ્વનાથને, રાખો કહયું અમ લાજ. વ૦ ૭
દિતી માતના વૃતમાં કાંઈ, ખામી પડી એક રંચરે;
ઈંદ્રયે ત્યાં રૂપ પલટાવી, કીધોછે પરપંચ. વસો૦ ૮
દીતીમાતના ઉદર મધે. પ્રવેસો સુર રાયરે;
ગરભ જોઈ વિચાર કરેછે. ઈશ્વર અંશી કાય. વ૦
ઈંદરે ત્યાં સહસ્ત્રજ મારી, ગરભ ભાગ કિધા સાતરે;
સાત ગર્ભનાં સાતે બાળક, ચ્યાર ભુજા જગતાત. વ૦ ૧૦
તે દેખીને સુર અકળાયો; શત્રુ વધ્યા કરૂ ધાતરે;
સહસ્ત્ર મારી ફરીથી કિધા, બેંતાળીશને સાત, વ૦ ૧૧
ઓગણપચાસે વાયુ રૂપે; પ્રગટા જુગદાધારરે;
તે દેખીને ઇંદ્રજ કોપ્યો, બોલ્યા વાયુકુમાર. વ૦ ૧૨
સુરરાય તમે સેને કોપો, હમે તમારા ભ્રાંતરે;
શત્રુ નહી થઈએ તમારા, કરચબ અમારા તાત. વ૦ ૧૩
હેવું સુણીને ઇંદ્ર ત્યાંથી, આવ્યા દિતીના પાસરે;
હાથ જોડીને પ્રણામ કરેછે, માતા વૃત તપાસે. વ૦ ૧૪
દિતીમાતને બાળક પ્રગટા, ચાલીસ બે ને સાતરે;
તે બાળક દસ દસ વર્ષના, આનંદ કરે મદમાત. વ૦ ૧૫
ઇંદ્ર પ્રતે દિતી બોલ્યા, બાળક રણમાં રેહેશેરે;
એ બાળકતો દેવ રૂપછે, તાપ છાંયકેમ સેહેસે. વ૦ ૧૬
કોણ પુંજશે કોણ નહવડાવશે, કોણ નૈવેદ ધરાવશેરે;
કોંન એમતી આશના કરશે, કો નહી લાડ લડાવશે. વ૦ ૧૭
હેવુ સાંભળી ઇંદ્રે વિચારયું, બ્રમાને બોલાવું રે;
સ્તુતી કરી તવ બ્રમા આવ્યા; વાયુને સીસ નમાવ્યું. વ૦ ૧૮
ઈંદ્ર દિતીયે બ્રમાજીને, કહયો સકળ વીસ્તારરે,
આ બાળકની સેવા માટે, સૃષ્ટી કરો વિસ્તાર. વ૦ ૧૯
એક સમે અહી વાડવરૂપી, તપશ્ચર્યે વૃત કર્તારે;
તપ કરતાં બ્રમાંડ ડોલાવ્યું, આવ્યા વિષ્ણું કૃર્તા. વ૦ ૨૦
વરદાન માંગ્યું વાડવે હું, સૃષ્ટી કરૂ નીરમાણરે;
તે સૃષ્ટી આહારી કહેવાય, કરે આ વાવ્યમાં સ્નાન. વી૦ ૨૧
તથાસ્તુ કહી વિષ્ણું ચાલ્યા, આવ્યા વેકુંઠ ધામરે;
આ સમાચાર બ્રમાજીએ, ઈંદરને કહ્યા આ ઠામ. વી૦ ૨૨

વાડવ તેડાવિ બ્રહ્મા કેહેછે, સૃષ્ટી કરો નીરમાણરે;
હેવું સાંભળી વાડવે ત્યાં, દરભ લેઈ ધરયું ધ્યાણ. વ૦ ૨૩
તે દર્ભથી સૃષ્ટી ઉપની, બ્રામણ બાર હજારરે;
તેથી બે ઘણા વણીક કરીયા, વાયડ પુરમાં સાર. વ૦ ૨૪
છત્રીસ હજારની સંખ્યા બાંધિ, સઘળાં નાનાં બાળરે;
વાયડા બ્રાહ્મણ વાયડા વાણિયા, બેસી કરેછે ખ્યાલ. વ૦ ૨૫
બ્રમાજી તવ વિચાર કરેછે, આશું કરશે સેવરે;
અંજલી છાંટી જવાન કિધા, થયા પરશાન દેવ. વ૦ ૨૬
ભાદરવા સુદી શષ્ટીને દીવસે, પ્રગટા વાયુદેવરે.
તેજ દીવશે વાયડા પ્રગટા, કરવા તમારી સેવ. વ૦ ૨૭
વાયડા બ્રામણ પુજા કરશે, વાણીયા કરશે દર્સનરે;
તે સર્વેના ઉપર પ્રભુ, ઘણા થશે પરસન. વ૦ ૨૮
ચૈત્રસુદ સપ્ટીને દીવશે, પારણે જુલા દેવરે;
આબે ઓછવ વાયડા માણે, કરે તમારી શેવ. વ૦ ૨૯
વરણન કર્તા પાર ન આવે વિધી પુરવક આજરે;
સંક્ષેપે મેં વરણન કર્યુ, વાયડા વણિકને કાજ. વ૦ ૩૦
લલુ પીતાંબર વિશા વાયડા, વડોદરાના વાસિરે;
વાયુપુરાણનો સાર લેઈને, ગરબો રચ્યો તપાસી.
વસો મારા રૂદયામાં. ૩૧

---

## गरबो.

ચાલની ચાલની ચાલનીરે, બેની એકાવાર વાયડ ચાલનીરે. ટેક ૧
વાટિકા વંનનિ શોભાતે ન્યારી, દેવ તે ભોંમિ રશાળનિરે. બેની૦ ૨
વાટિકા વનમાં મોટા જે મુની, વાડવે કરયું તપ ભાળનીરે. બેની૦ ૩
વાટીકા વનમાં માતા દીતીએ. તપ કરવું વૃત પાળનીરે. બેની૦ ૪
વાટિકા વંનમાં પુત્રી ગઉતમની, અંજનિતે વૃત સંભાળનીરે. બેની૦ ૫
વાટિકા વંનમાં વાવ્ય જે મોટી, જાને બીજી અજરાળનીરે. બેની૦ ૬
વાટિકામાં નદી બાણગંગા છે. માહાત્મ ભરી મોટા ઢાળનીરે. બેની૦ ૭
વ્યાપિકામાં જે માતા વસંતી, દરશન કરીએ દરશાળનીરે. બેની ૮
એ ભોમીછે વૃજનાતે જેવી, તાંહાંજઈ દુખ ટાલનીરે. બેની૦ ૯
શ્રી વાયુદેવતાના ચરણને સેવી, પેરમણી ઉરમાળનીરે. બેની૦ ૧૦



## वायडानी विख्यातिनो (गरबो.)

કઠણ થયારે માધવ મથુરા જઇ, કાગળ ન લખ્યો કટકોરે એ રાગ.
વાયડની વિખ્યાતી કહું છુ, શાંભળ સૈયર માહારીરે;
વાટિકાનું ધાંમ કેહેવાયછે, એ તીરથ મનુહારીરે. ટેક.

ચ્યારે દિશાએ ઝાડી રચી છે, પુર તણી બલહારીરે;
રૂષી વાડવે ત્યાં તપ કરયું છે, સૃષ્ટીનીંપજાવા ધારીરે. વાયડની ૨
બ્રમા વીષ્ણુ રવીઆદે, વર આપવા ત્યાં આવ્યારે;
વાડવનું તપ જોઈ વદેછે, તમે કરો મંન ભાવ્યારે. વાયડની ૩
ચ્યારે દિશાએ કુંડ રચ્યા છે. પુર્વે રવી કુંડ ભારીરે;
દક્ષિણ દિશાએ રૂદ્ર કુંડ છે, ઉત્તરે બ્રમકુંડન જારીરે. વાયડની ૪
પશ્ચિમ દિશાએ વીષ્ણુ કુંડ છે, અધર્મજીવ ઓધારીરે; ૨
સરસ્વતીને ગંગા યમુના, ગોદાવરી સુખ કારીરે. વાયડની ૫
ચ્યારે સરીતા મહત્મ સહીતે, આવી વસી નીજ ઠામેરે;
વ્યાપીકામાં માતા વસેછે, સૃષ્ટી જોઈ સુખ પામેરે. વાયડની ૬
એ ભોમીમાં અંજની માએ, આવી કીધો વીશરાંમરે;
તેમની ઈચ્છા પુરણ થઈ છે, સફળ થયાં સૌ કામરે. વાયડની ૭
હનુમાન એ રૂદ્ર અંશથી, સુત અંજનીના થાવારે;
વાયુદેવ ઘેર પુત્ર થઈને, ઉડયા રવીફળ સાવારે. વાયડની ૮
બાણ ગંગાની નદી આવેછે, વાયદપૂર વસેલુરે;
દિતીમાયે વૃત કરીને, ફલ લીધુ સહુ પેહલુંરે. વાયડની ૯
વાયુદેવ ત્યાં પ્રગટ થયા છે, સૃષ્ટીનું સુખ લેવારે,
હનુમાન જે રામ ભગત છે, વાયુદેવ સુત એહેવારે. વાયડની ૧૦.



## विनंति.

તમામ દેશાવરોના વાયડા સમસ્તને નમૃતા પુરવક કરવાની કે આ વાયુપુરાણ નામનો ગ્રંથ સમપુરણ રીતે વાંચી તેમાંની માહીતી મેળવેથી આ નીચે મેં લખી જણાવેલા કારણો ખરા પ્રકારના છે. હેવુ ધ્યાનમાં આવશે.

૧ ભાદવા શુદી ૬ ત્થી. ચઈતર સુદી ૬ આ બે તીથીયો. માહા ઓછવને જાંણી દરસાલ આનંદ યુકત રેહેવું અને તે દીવસોમાં શુદી ૧ થી શ્રી વાયુદેવને સારી સામગ્રી તથા સારા વસ્ત્ર આભુષણ સહીત મનોરથ કરવા તથા ઓછવની તીથીમાં આ વાયુ પુરાણની કથા શ્રી વાયુદેવના મંદીરમાં બ્રાંમણના મુખથી સાંભલવી એ સીવાય બીજા નિયમો અસલથી ચાલતા આવેલા હોય તે પ્રમાણે આયંદે વરતતા જવું.

૨ શ્રી વાયુદેવનાં દરષણ હમેશાં કરવાનો નીયમ રાખવો. કદાચ મુશાફરીનો યોગ ન બનેતો તેમનું એકા ગ્રહથી સમરણ કરવા ચુકવુ નહીં. જે જગાયે વાયુદેવનું મંદિર આપણા લોકોએ કુલદેવ જાંણી કરયું હશે. ત્યાં દેવની પુજા તથા નેવેદનું ખરચ હમેશાં ચલાવી દેખરેખ રાખતા જવી.

૩ વાયડગાંમ એ આપણું મુળ વતંન છે એ વીષે અધ્યાય ૨

જાના સ્લોક ૨૦ માં નીર્ણય કરેલો છે અને એ ભોમી દેવ લોકોયે પવીત્ર જાંણી કેટલાએકના શ્રાપ મુકત થવા તે જગામાં જઈ તપ તથા વ્રત કરવા બતાવ્યું છે એ વીશે અધ્યાય૧૨ માંના સ્લોક ૧૪ માં નીર્ણય કરેલો છે માટે બનીસકેતો દરસાળ પોતાની ન્યાતના જથા સાથે ત્યાં જવું અવસ્ય છે. ત્યાં જઈ અધાય. ૫ ના સ્લોક. ૪૨ માં લખ્યા મુજબ બ્રમભોજ કરાવવુ તથા. એક મોટી વાવ્ય છે તેના અંદર માતાજી સાક્ષાત દેવી રૂપે હરનીશ રેહે છે. ( જેને તે ગાંમનાં લોકો હ. મુલ્ય. માતા કેહેછે તે.) તેથી એ વાવ્યના આ- ગળ હુવન કરાવવો અને એ વાવ્યમાં નાવાનું ઘણુંજ મહાત્મ છે. આ વીશે અધાય ૨ માંના સ્લોક ૨૧માં કહેલો છે. માટે દર શાલ ત્યા જઈ ઉપર મુજબ વીધી પુર્વક કરવું આપણને અવસ્ય છે આ- પણા પૈકી અમદાવાદના દસા વાયડા આસો સુદી ૬ ઉપર જઇ ઉપર મુજબ વરતે છે. તે પેહલાથી. પાટણના દશા તથા. વીશા વાયડા તથા રાધણપુરના વીસા વાયડા ત્યાં જઈ ઉપર મુજબ ચઈતર શુદી ૬ જે પુરાણ યુકત તીથીએ જઇ પુરાણ યુકત વીધીથી વરતે છે. ગ‍ સાલથી ચૈત્ર સુદી ૬ એ તીથી ઉપર મારા જ્ઞાતના વીસા વાયડા ત્યાં ગયાહતા. માટે ભાઈઓયે આપણા કલ્યાણર્થ ત્યાં જઈ ઉપર મુજબ વિધીથી વરતવું. આ મોટુ પરમધાંમ યાત્રા કરવા લાયક છે.

૪ અધાય ૫ માંના સ્લોક ૫૧માંથી એમ નીકલેછે કે વાયડા વા- ણિયા જે વેહેપાર કરે તેમાંથી દસમો ભાગ અગર વીસમો ભાગ કાહાડી વાયડપુરની વાવ્યમાં (દુરસ્તી વિગેરેના ખર્ચમાં ) વાપરવો આ ઉપર લક્ષ રાખી જે પ્રમાણે બની શકે તેવી રીતે કંઈ ભાગ નીરાલો રાખી મુકવો. પ્રસંગે કોઈ વેલાયે વાવ્યમાં ખરચ કરવો પડે તો તે વખતે તેમાંથી આપવા ગોઠવણ કરવી.

૫ અધાય ૬ નાં સ્લોક. ૧૫ માંથી એમ નીકલેછે કે કન્યાદાન સોવર્ણના શ્રદ્ધા પુર્વક આભુષણ સહિત જે કરે તેની સાત પેઢીના પીત્ર લોકો સ્વર્ગે જાય અને કન્યાંદાંને દીધા પછી જો તે કન્યાના ઘરનું કાંઈપણ ઉપયોગમાં લેયતો તેની તથા જે કોઈ કન્યા વીક્રય એટલે કન્યા પરણાવાનો ઠરાવ કરી તેના બદલામાં રૂપીયા લેયતો તેયોની તથા કન્યાના ઘરનું પાણી દીખીત લેયતો તેયો સર્વેની મુકતી ન થતાં તેમની સાત પેઢીના પીત્ર લોકો સ્વર્ગથી નર્કે જાય છે.

૬ આ પુસ્તક જે હમેશા નાહીને તેમાંના સ્લોક વ્યાટિકાનો પાઠ કરશે. એકદંમ ન થાયતો પાંચ પાંચ સ્લોકનો પાઠ કરશેતો તે- ની સાત પેઢીના પીત્ર નર્કે ગયા હશેતો સ્વર્ગે જશે.

આ મારી વિનંતીને ધ્યાનમાં લેઈ વર્તસોતો કુલદેવ ઇચ્છાથી ધંન સંતાનના સુખથી વૃદ્ધિ તથા મુકતીને પામસો.

અમરતલાલ પીતાંબર
વીશાવાયડા.

**સમાપ્ત.**

## પ્રથમથી ગ્રાહક થનાર ગૃહસ્થોનાં નામ.

| નામ. | પ્રતો. |
|---|---|
| **વડોદરા.** | |
| રા. પરી. મનસુખરામ ગીરધરલાલ | ૨ |
| રા. પરી. વીઠલદાસ વ્રજલાલ | ૨ |
| રા. શા. મોહલાલ ઘેલાભાઇ | ૧ |
| રા. પરી. હરીલાલ કાલીદાસ | ૧ |
| રા. દોસા. પીતાંબર ગોકળદાસ | ૧ |
| રા. સા. મણીલાલ ત્રીકમલાલ | ૧ |
| **સંખેડા.** | |
| રા. શેઠ. પ્રાણવલભ મુલજી | ૧ |
| રા. દેશાઇ. ગીરધરલાલ વીઠલદાસ | ૧ |
| **વડોદરા.** | |
| રા. પરી. માણેકલાલ રણછોડ | ૧ |
| રા. દોશી. બાપુ મકનદાસ | ૧ |
| રા. દોશી. છગનલાલ જમનાદાસ | ૧ |
| રા. શા. કેસવલાલ રામદાસ | ૧ |
| રા. દોશી. દામોદર હરજીવન | ૧ |
| **અમદાવાદ.** | |
| રા. વકીલ. ગોવીંદલાલ ગીરધરલાલ | ૨ |
| **વડોદરા.** | |
| રા. શા. માણેકલાલ લલુભાઈ | ૧ |
| રા. શા. મોહલાલ બાપુ | ૧ |
| રા. ભટ. દામોદર જગનાથ અવદીચ ટોલકીયા બ્રામણ. | ૧ |
| વ્યાસજી ગોરધન કાલીદાસ ભટ મેવાડા બ્રામણ. | ૧ |
| રા. બાપુ વીસ્વનાથ જાંબુ બ્રામણ | ૧ |
| રા. વાયડા બ્રાહ્મણ વેણીરામ | ૧ |
| રા. વાયડા ,, જેશંકર કીલા | ૧ |
| રા. પુરાણી. વસંતરામ કુબેરજી અવદીચ ટોલકીયા બ્રાહ્મણ | ૧ |

| નામ. | પ્રતો. |
|---|---|
| **દસા વાયડા વડોદરાના.** | |
| રા. પરી. મગનલાલ ભવાનીદાસ | ૧ |
| રા. પરી. અમરતલાલ ભવાનીદાસ | ૬ |
| રા. પરી. મથુરદાસ ગીરધરલાલ | ૧ |
| રા. શા. ચુનીલાલ લલુભાઇ | ૧ |
| રા. શા. ગીરધરલાલ લલુભાઈ | ૧ |
| રા. શા. હીરાલાલ હરીલાલ | ૧ |
| **વિશા વાયડાની ન્યાત ખાતે પાટણ.** | ૧ |
| રા. ગાંધી. તીકમલાલ વખતરામ | ૧ |
| રા. પરી. નાગરદાસ રણછોડદાસ આબુવાળા. | ૧ |
| ગાંધી માનચંદ કેવળદાસ | ૧ |
| મોદી. ભીખા નરસીદાસ. | ૧ |
| રા. ગાંધી. મોહનલાલ નથુ | ૧ |
| રા. મોદી. ભીખા મુળચંદ | ૧ |
| રા. ઉજમચંદ કિકાચંદ | ૧ |
| રા. ગાંધી. છગનલાલ ભટુ | ૧ |
| રા. મોદી. બાપુલાલ કીકા | ૧ |
| રા. ગાંધી. હીંમતલાલ ઘેલા. | ૧ |
| રા. ઘેલાચંદ માનચંદ | ૧ |
| રા. મોદી. હીમચંદ હરજીવન | ૧ |
| રા. ગાંધી. લલુભાઇ ભગવાનદાસ | ૧ |
| રા. ગાંધી નહાલચંદ ઘેલાભાઇ | ૧ |
| રા. ગાંધી. વીઠલદાસ મગનલાલ | ૧ |
| રા. ગાંધી. ગોરધન કીકા | ૧ |
| રા. વાયડા બ્રાહ્મણ જોસી ગોપાળજી ગણપતરામ | ૧ |
| **ડીસા કામ્પ.** | |
| રા. રા. પરી. નાંહાલચંદ ઉમેદરામ. ડીસા કામ્પમાં ત્રીજોરી કામદાર | ૨ |
| રા. ગાંધી. કુબેરજી રૂપરામ | ૧ |
| રા. રા. જેઠાલાલ કુબેરજી ડીસાકાંપમાં કામેશ્રી હાકીસના. કા. | ૧ |

| નામ. | પ્રતો. |
|---|---|
| રા. ગાંધી. છગનલાલ ઉમેદરામ | ૧ |
| રા. મોદી. અમ્રતલાલ ત્રીકમલાલ | ૧ |
| રા. જમનાદાસ અંબારામ | ૧ |
| રા. મોદી. બાપુલાલ નાહાંનચંદ | ૧ |
| રા. મોદી. ગણપતરાંમ ગુલાબરાંમ | ૧ |
| રા. ગાંધી. બેહેચરદાસ ઘોરમન | ૧ |

### દસા વાયડા પાટણના.

| | |
|---|---|
| રા. શા. ગોપાલદાસ રણછોડદાસ | ૧ |
| રા. શા. લલુ મયારામ | ૧ |
| રા. શા. મથુરાલાલ નરસઈદાસ | ૧ |
| રા. શા. પરી. ચુનીલાલભાઇ નરભેરામ | ૪ |
| રા. પરી. ગોપાળદાસ ભુદરદાસ | ૧ |
| રા. શા. મણીલાલ વનમાળીદાસ | ૧ |

### પાટણ.

| | |
|---|---|
| રા. પરી. ભાઈચંદ બેહેચર | ૧ |
| રા. પરી. પરસોતમદાસ બેહેચર | ૧ |
| રા. પરી. બાપુલાલ ગુલાબચંદ | ૧ |
| રા. મોદી મોહનલાલ હરગોવન | ૧ |
| રા. પરી મોતીલાલ દલછારામ | ૧ |
| રા. શા. ચુનીલાલ દામોદરદાસ | ૧ |
| રા. પરી. માણેકલાલ હીમતલાલ | ૧ |
| રા. શા. ગોરધનલાલ ભુદરદાસ | ૧ |
| રા. પરી દલપતરામ દલછારામ | ૧ |
| રા. શા. હરીવલભદાસ અંબારામ | ૧ |
| રા. શા. ભાંખા હરગોવન | ૧ |

### કડી.

| | |
|---|---|
| રા. શા. પુરસોતમ હીરાચંદ | ૧ |
| રા. શા. હરગોવન હીરાચંદ | ૧ |

| નામ. | પ્રતો. |
|---|---|

### વીસાવાયડા સુરત.

| | |
|---|---|
| રા. રા. પરી. લાલભાઈ લખમીદાસ | ૪ |
| રા. શા. શાંગળભાઈ સુંદરદાસ | ૧ |
| રા. શા. નરભેરાંમ નારણદાસ | ૧ |
| રા. શા. ગુલાબદાસ નરશઇદાસ | ૧ |

### સુરત.

| | |
|---|---|
| રા. શા. નગીનભાઈ ઘેલાભાઇ | ૧ |
| રા. વાયડા બ્રાહ્મણ ગોર. જીણા | ૧ |
| રા. ગાંધી વ્રીજભુખણ ગુલાબદાસ | ૧ |
| રા. શા. ગુલાબદાસ હરીવલભદાસ | ૧ |
| રા. શા. દુવારકાંદાસ લાલદાસ | ૧ |
| રા. શા. બેહેચરભાઈ ગણેશદાસ | ૨ |
| રા. શા. ધરમદાસ વીજભુખણદાસ | ૧ |
| રા. શા. કીસનદાસ ભુલાભાઇ | ૨ |
| રા. શા. તુલશીદાસ હરજીવનદાસ | ૧ |
| રા. શા. કલ્યાણદાસ વ્રીજભુખણદાસ | ૧ |
| રાં. શા. વીઠલદાસ છબીલદાસ | ૧ |
| રા. શા. ઠાકોરદાસ દયારામ | ૧ |
| રા. શા. મંછારામ ખુશાલ | ૧ |
| રા. શા. લલુભાઇ કાશીદાસ | ૧ |
| રા. શા. ભુખણભાઇ કશનદાસ | ૧ |
| રા. શા. નાહાનાભાઇ ભાઈદાસ. | ૧ |
| રા. શા. જયકીશનદાસ પરશોતમ | ૨ |
| રા. શા. લાલભાઇ બાલાભાઇ | ૧ |

### સુરત.

| | |
|---|---|
| રા. વાયડા બ્રાહ્મણ ગોર નરભેરામ ફૂરસરામ | ૧ |
| રા. શા. વીઠલભાઇ બાલાભાઇ | ૧ |
| રા. શા. ભગવાનભાઇ ગોરાભાઇ | ૧ |
| | ૧૧૭ |



# શુદ્ધિપત્રક.

આ ગ્રંથની મુળ ટીકા ઉપરથી છાપતાં કેટલીક જગોએ અપભ્રંશ થએલો છે તે સુજ્ઞ જનોએ ધ્યાન આપી દોશ સુધારી વાંચવા મહારી વીનંતી છે ને આશા રાખુ છું કે નીચેની નીશાનીઓ ઉપર ધ્યાન આપશો.

| પાનું. | અશુદ્ધ. | શુદ્ધ. | અધ્યાય. | શ્લોક. | કેઇ જગાએ. |
|---|---|---|---|---|---|
| ૨ | સંસતક | સંસકૃત | ૦ | ૦ | પ્રસ્તાવનામાં. |
| ” | થાપી. | થાય. | ૦ | ૦ | સ્તુતીના ગરબામાં. |
| ૧ | સોમ. | લોમ. | ૧ | ૧ | ટીકામાં. |
| ૮ | તે. | તેમ. | ૨ | ૧૩ | ” |
| ૧૧ | સ્વાશીનાથ | સ્વામીનાથ | ” | ૩૩ | ” |
| ૧૨ | બલ. | જલ. | ૩ | ૩ | ” |
| ૧૩ | અત્ર | અત્રી | ૩ | ૧૧ | ” |
| ૧૮ | વાગ્યા | લાગ્યા | ૩ | ૪૫ | ” |
| ૨૦ | વેરાંનજી | વેનરાજા | ૪ | ૭ | ” |
| ૨૨ | સવ | સર્વ | ૪ | ૨૧ | ” |
| ૨૨ | અમીરૂષી. | અત્રીરૂ | ૪ | ૨૫ | ” |
| ૫૨ | દ્રવીથી | દ્રષ્ટીથી | ૯ | ૧૫ | ” |
| ૬૦ | આવી | આપી | ૧૦ | ૩૦ | ” |
| ૮૦ | બાલસુર્ય | બારસુર્ય | ૧૪ | ૧ | ” |
| ૭૧ | સ્રીને | પુત્રીને | ૧૨ | ૨૦ | ” |
| ૮૦ | ને | તે | ૧૪ | ૩ | ” |
| ૮૨ | સવી | સષ્ટી | ૧૪ | ૨૨ | ” |
| ૮૩ | ને | મને | ૧૪ | ૨૬ | ” |
| ૮૬ | માંસુરે | જાંસરે | ૦ | ૦ | ગરબા પેલાની પાંચમી કડીમાં. |
| ૮૭ | વસુ | વાષદેવ | ૦ | ૦ | ગરબા પેલાની કડી ૭ |
| ૮૭ | વાયુ | વાડવ | ૦ | ૦ | ગરબા પેલાં કડી ૧૪ |
| ૯૦ | આવેછે | ત્યાં વહેછે. | ૦ | ૦ | ગરબા ત્રીજાની કડી આઠ પછી બીજી લીટીમાં. |
| ૯૧ | વ્યાટીકા | મા: ટીકા | ૦ | ૦ | વીનંતીમાં ૬ પારીગ્રાફમાં. |

શુદ્ધિપત્રક કરનાર શેવક,

**અમ્રતલાલ પીતાંબરદાસ.**

## सुचना.

તમામ ભાઈઓને ખબર આપવાની કે આ વાયુપુરાણ નામનો ગ્રંથ ટીકા સાથે આ પુસ્તક જેને લેવાની ઇચ્છા હશે તેને નીચે લખેલા ઠેકાણેથી મળશે.

૧ વડોદરા મધે—— પરી. અમરતલાલ પીતાંબરદાસ ઠે. મેતાપોળના સામુ.

૧ વડોદરા મધે— પરી. માણેકલાલ મનસુખરામ ઠે. બાજવાડામાં ભુત કુઈ નજીક.

૧ પાટણ મધે— પરી. ચુનીલાલ નરભેરામ ઠે. સોની પોળમાં.

૧ પાટણ મધે— મોદી ભીખા નરસઈ

૧ ડીસા કામ્પ મધે-મોદી. અમરતલાલ ત્રીકમલાલ ઠે. ચોરઈઆમાં.

**ઉપર લખેલે ઠેકાણેથી રોકડી કીમતે મળશે.**

**પરી. અ. પી.**